મહાકવિ શ્રી ભાસ પ્રણીત

# પ્રતિમાનાટક

## ગુજરાતી ભાષાન્તર.



રચી પ્રસિદ્ધ કરનાર

**મણિલાલ છબારામ ભટ્ટ**

૩૭૭૫, પંડિતજીની પોળ—અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

અમદાવાદ—શાહાપુર વનમાળી વાંકાની પોળમાં હરિભાઈ દલપતરામે પોતાના "અભ્યુદય" પ્રેસમાં છાપ્યું.

સંવત ૧૯૭૩. સને ૧૯૧૬.



કિમ્મત રૂ. ૧—૦—૦.

# અર્પણપત્રિકા.

દિવાન બહાદુર રણછોડભાઇ ઉદયરામ

કચ્છના માજી દિવાન સાહેબ.

સંસ્કૃત નાટ્યસાહિત્યના પિતા મહા કવિ શ્રી ભાસ કૃત પ્રતિમાનાટકનું આ ભાષાન્તર ગુજરાતી નાટ્યસાહિત્યના પિતા એવા આપને અર્પણ કરવામાંજ હું સર્વ સૌંદર્ય જોઉં છું.

લી૦

આપનો આજ્ઞાધીન

મણિલાલ છબારામ ભટ્ટ.

# પ્રસ્તાવના.

પ્રાણી માત્રને પ્રિય અને આનંદકારી વસ્તુ, તે એક ગાન કે કાવ્ય છે અને કાવ્યમાં રમણીય વસ્તુ નાટક છે. ભિન્ન ભિન્ન રુચિના અને સર્વે પ્રકારના લોકને ભિન્ન ભિન્ન રસથી ભરેલું નાટકજ રસમાં રસબસ કરવાને સમર્થ છે. નાટક લખવાની આ કળા પણ બીજી કળાઓની માફક પ્રથમ આર્ય લોકો-એજ શોધી કાઢેલી, એવું દુનિયાના સર્વે લોકો હાલ કબુલ કરે છે. રામાયણ, મહાભારત અને હરિવંશ આદિક બહુ પ્રાચીન ગ્રંથોમાં નાટકની વાત છે. વાલ્મીકિએ રામના પુત્રો પાસે આશ્રમમાં નાટક કરાવરાવ્યું હતું. હરિવંશમાં 'રંભાભિસાર' નાટકનું નામ છે કે જે વસ્તુ રામાયણના ઉત્તરકાંડમાં આવેલી છે. દેવલોકોની સભાઓમાં નાટકો થતાં એવા આપણાં પ્રાચીન પુસ્તકોમાં ઘણે ઠેકાણે ઉલ્લેખ છે. આર્યો હિંદુસ્તાન કે ઇરાન તરફ ઉતર્યા ન હતા અને મધ્ય એશિયામાં મોટાં રાજ્ય સ્થાપી દુનિયાંની સુધરેલી અને અતિ બળવાન પ્રજા તરીકે પૂર્ણ જાહોજલાલી ભોગવતા હતા ત્યારે પણ, તેમણે નાટકો બનાવેલાં હતાં અને તેમના ઉત્સવના દિવસોમાં લોકરંજનાર્થે તેનાં ખેલનો થતાં હતાં. મધ્ય એશિયામાં ચાલતી શોધખોળોમાંથી આના પુરાવા પણ હાલ મળી આવ્યા છે. દેવાસુર સંગ્રામ-વાળા બનાવ પછી હાલના હિંદુ અને પારસીઓ અનુક્રમે હિંદ અને ઇરાનમાં ઉતર્યા અને આર્યોએ પંજાબમાં તથા ઇરાનીઓએ ઇરાનમાં જઇ પોતપોતાના પૂર્વજોની સ્તુતિઓને પુસ્તકોના આકારમાં મૂકી એમ કહેવાય છે. એ શ્રુતિઓ વેદ અને અવસ્તાને નામે હાલ પ્રસિદ્ધ છે અને તેની ભાષા, બેઉ એકજ કુટુંબની ભાષા હોવાની ખાતરી આપે છે. આ કાળનો હજી પાકો નિર્ણય થયો નથી તોપણ તેને આજથી આઠ દસ હજાર વર્ષ ઉપર મૂકવામાં આવે છે. આપણે જેને હાલ સંસ્કૃત કહીએ છીએ તે ભાષા કોઈ કાળે બોલાતી હતી કે નહિ ? એ મોટો વિવાદગ્રસ્ત પ્રશ્ન છે છતાં છેક છેલ્લામાં છેલ્લાં અનુમાન એવાં નીકળતાં વંચાયાં છે કે, વેદમાં પાણિનિના સંસ્કૃતમાં અને પ્રાકૃતમાં આપણે જે ભાષા જોઇએ છીએ તેની માતા, તે એક લૌકિક બોલી મધ્ય એશિયાના આર્યો બોલતા હતા. આર્યો મધ્ય એશિયામાં એ જે ભાષા બોલતા હતા, તેનીજ પુત્રીઓ વૈદિક અને અવસ્તાની ભાષાઓ છે તેમજ સંસ્કૃત એટલે શુદ્ધ કરેલી અને પ્રાકૃત એટલે લૌકિક, એ બે પણ તેનીજ પુત્રીઓ છે. પાણિનિવાળી સંસ્કૃત લોકમાં સર્વ સાધારણ ભાષા તરીકે કદી બોલાતી હો વા ન હો પણ પાછળથી વિદ્વાન બ્રાહ્મણોમાં અને

કેળવાયેલા લોકોમાં છુટથી વપરાવા માંડી હશે એમ જણાય છે. શિષ્ટજન એ ભાષા બોલતા અને બૈરાં તથા અશિક્ષિત લોક લોકભાષા પ્રાકૃત કે અપભ્રંશ બોલતા. આવો એક કાળ હતો તેવામાં નાટકો લખાવા માંડયાં હતાં એટલે પાછળથી એ કાળ વ્યતીત થઈ જવા છતાં પણ નાટકોમાં એ ભાષાઓ વાપરવાનો ચાલ પડયો હશે તે ચાલુ રહ્યો. સંસ્કૃત તેમજ પ્રાકૃત બન્ને લોકભાષામાંથી નીકળી જવા છતાં પણ પાછલા નાટક લખનારાઓ આગલી ધરા પકડી રહ્યા એમ કહેવાય.

સંસ્કૃત પ્રાકૃતમાં લખાયેલાં નાટકોમાં જુનામાં જુનાં નાટકો મહાકવિ કાલિદાસ અને શૂદ્રકનાં આપણા જોવા અને વાંચવામાં છે. માલવિકાગ્નિમિત્રની પ્રસ્તાવનામાં મહાકવિ કાલિદાસે તેમ છતાં ભાસ અને સૌમિલ્લનાં નાટકો બહુ લોકપ્રિય હોવાનું જણાવી પોતાની નવી નાટકકૃતિ તરફ નીઘા કરવા પરિષદ જનને વિનંતિ કરેલી છે તેથી, અને શુક્તિમુક્તાવલી તથા બીજા સાહિત્યમાં ભાસ કવિના છુટક શ્લોકો આવેલા છે તે ઉપરથી, કેળવણીના આ નવા યુગના આરંભ સાથે આપણી તરફના તેમજ યુરોપ તરફના વિદ્વાનોને મહાકવિ ભાસનાં નાટકો ને પુસ્તકો કેવાં હશે કયાંથી અને કેવી રીતે મળી આવે ? તેની તાલાવેલી લાગી હતી. કાસ્મીર, નેપાલ, ટિબેટ, સિંહલદ્વીપ અને તળ હિંદુસ્તાનમાં પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોની શોધખોળ ચલાવવાનું કામ વિદ્વાનોએ આજ સો દોઢસો વર્ષ થયાં ચાલું કરેલું છે અને ઘણા ખંતીલા શોધકોએ બહુ ઉપયોગી પુસ્તકો શોધી પણ કાઢયાં છે, છતાં મહા કવિ ભાસનાં નાટકોનો છેક હમણાં લગી કોઇને કશો પત્તોજ લાગ્યો ન હતો. ઉત્તરમાંથી મુસલમાનોએ હિંદુસ્તાન ઉપર આક્રમણો કર્યાં અને છેલ્લે ઉત્તર હિંદુસ્તાનમાં તેમણે મોટી પાદશાહી સ્થાપી તેને લીધે અસલી આર્યસાહિત્ય ધર્મ અને બ્રાહ્મણસંસ્કૃતિ દક્ષિણમાં ઉતરી પડી. મહાન્ રાનડેએ આથીજ દક્ષિણને બ્રાહ્મણત્વના કિલ્લાની ઉપમા આપેલી આપણે તેમના નાના પણ બહુ વિચારપૂર્ણ ઇતિહાસમાં વાંચીએ છીએ. અલબત આપણે સર્વે હિંદુઓ ખુલ્લે દિલે કબુલ કરીશું કે હિંદુસ્તાનના બીજા કોઈ પણ ભાગ કરતાં દક્ખણમાં આપણું બ્રાહ્મણત્વ, આર્ય સંસ્કૃતિનું સાહિત્ય અને જુની રીતભાતો વગેરે વધારે સુરક્ષિત રીતે સચવાઇ રહેલાં છે. આર્ય સંસ્કૃતિ અને આર્ય સાહિત્યથી ભરપુર એ દક્ષિણ પ્રદેશમાંથીજ આખરે આપણને મહાકવિ ભાસનાં નાટકોની પણ ભાળ લાગી છે, અને આપણે તેમજ યુરોપ, કાલિદાસ જેવા પહેલી પંક્તિના કવિએ જેનાં મુક્તકંઠે વખાણ કરેલાં એવા સંસ્કૃત નાટય સાહિત્યના પિતા મહાકવિ ભાસનાં લગભગ તેર નાટકો જોવા વાંચવાને આજ ભાગ્યશાળી થયા છીએ.

ત્રાવણકોર રાજ્યના વિદ્વાન ક્યુરેટર રા. રા. ગણપતિ શાસ્ત્રી, દક્ષિણમાં આવેલા જુના મઠોનું પ્રાચીન સાહિત્ય શોધવાને મથન કરતા હતા તેવામાં એક મઠમાંથી કેરલી લિપિમાં લખેલું આ નવનીત તેમને હાથ આવી ગયું. શાસ્ત્રીજીને તે વાંચતાં નાટક જેવું લાગ્યું એટલુંજ નહિ પરંતુ તેમાંની કાવ્ય ચમત્કૃતિથી તેઓ ચકિત થઈ ગયા. ત્રિવેન્દ્રમની લાઇબ્રેરીમાંથી અને બીજા એક મઠમાંથી પણ બે ચાર તાડપત્ર ઉપર લખેલાં નાટકો તેમને મળી આવ્યાં અને તે સર્વે એક કર્ત્તાની કૃતિઓ હોય એવી તેમને ખાતરી થઈ. પ્રારંભમાં કે અંતમાં ક્યાંહિ પણ તેમને કર્ત્તાનું નામ લાધ્યું નહિ. આવી અપૂર્વ ચમત્કૃતિવાળાં નાટકો તેમાંની સરલ ને સરસ રચનાથી કાલિદાસ ને અશ્વઘોષની ભાષાના કરતાં પણ વધારે પ્રાચીન અને સહેલી શૈલીનાં જણાયાં. કોઈ પણ વાચકને તે વાંચતાં ઘણાં પ્રાચીન, સ્વાભાવિક સરલ ભાષામાં લખાયેલાં અને આડંબર કે અલંકાર વગેરેના ફટાટોપ વગરનાં, નાટકની જાણે નવીજ શરૂઆત થતા કાળનાં હોય એવું લાગ્યા વિના રહે તેમ નથી. પાણિનિ વ્યાકરણનાં, ભરત નાટ્ય શાસ્ત્રનાં કે બીજાં ગ્રંથનો જેને કાલિદાસ અને બીજા તે પછીના કવિઓ અનુસર્યા છે, તે તેમાં નહિ હોવાથી વિદ્વાન શાસ્ત્રીજીએ બાણભટ્ટના આધારે એમ માની લીધું કે તે મહાકવિ ભાસની પ્રસાદી છે. કાલિદાસાદિકનાં નાટકોમાં આમુખ કરતાં કવિનું નામઠામ આપવામાં આવે છે નાંદી થઇ રહ્યા પછી સૂત્રધારને રંગભૂમિ પર લાવવામાં આવે છે. મહાકવિ ભાસને માટે એમ કહેવાય છે કે તેમનાં નાટકોમાં નાંદી નહિ કરતાં સૂત્રધાર પાધરોજ રંગભૂમિ ઉપરઆવી નાટકની સ્થાપના કરે છે. આ પદ્ધતિ હાલ જડેલાં બધાં નાટકોમાં છે તે અને બીજાં કેટલાંક પ્રમાણો ઉપરથી શાસ્ત્રીજીએ આ નાટકોને મહાકવિ ભાસનાં બનાવેલાં નાટકો માની તેમના નામથી છપાવી બહાર મૂકયાં છે. સંસ્કૃત, બંગાળી, હિંદી, મરાઠી અને ઇંગ્રેજી માસિકો અને ત્રિમાસિકોમાં શાસ્ત્રીજીની આ માન્યતા સામે જુદાં જુદાં દૃષ્ટિ બિંદુએ કેટલાક વિદ્વાન લેખકોએ ચર્ચા ઉપસ્થિત કરી છે પરંતુ વિદ્વાનોનો બહુ મોટો ભાગ તો શાસ્ત્રીજીની માન્યતા માન્ય રાખે છે. રસ વગેરે કેટલીક બાબતોને લઇ કોઈ એમ કહે કે 'આમાં રસ નથી માટે મહાકવિ ભાસનાં નાટકો નહિ' તેને તો કોઇથી ઉત્તર અપાય તેમ છેજ નહિ, કારણ કે રસપરખ એ જુદી વાત છે ને ઐતિહાસિક દૃષ્ટિએ ઐતિહાસિક અને ભાષાશાસ્ત્રના મુદ્દાઓ વિચારી નિર્ણય તાણવા એ વાત તદ્દન જુદી છે. જે નાટકો શાસ્ત્રીજીએ મહાકવિ ભાસને નામે હાલ પ્રસિદ્ધ કર્યાં છે તે બધાં એકજ કવિની કલમે લખાયેલાં નાટકો છે અને તે એકજ કવિ તે બીજો કોઇજ નહિ પરંતુ સંસ્કૃત નાટકોનો

પિતા મહાકવિ શ્રી ભાસજ હોવો જોઇએ, એમ હાલ સૌ કોઈ અંતરના પ્રમાણથી માને છે.

મહાકવિ ભાસ કાલિદાસ પહેલાં થઈ ગયેલા છે એ પુરવાર કરવું પડે તેમ નથી. કાલિદાસ સંવતની શરૂઆતમાં થઇ ગયા એમ હાલ ઘણા વિદ્વાનો લાંબી ચર્ચાઓ ચલાવ્યા પછી માનવા લાગ્યા છે, એટલે ભાસ આજથી પચ્ચીસેંક વર્ષ ઉપર થઈ ગયેલા હોવા જોઇએ. જેણે પોતે કંઇ જણાવેલું નથી એવા કોઇ પણ કવિના સમય માટે અનુમાનાત્મક ચર્ચા ચલાવવી, એ પ્રાચીન કાળના અજ્ઞાત ઇતિહાસમાં કહિં કહિં દેખાતાં ઝળઝળિયાંમાં બાથોડિયાં મારવા જેવો વિકટ માર્ગ છે. એ અજ્ઞાત કાળમાં ઘણાં ઝળઝળિયાં માર્ગદર્શક છે પરંતુ તેનો આધાર લઈને અમુક કાળને શોધવો એ એનાં કડીબંધ વૃત્તાંતો જાણનારનું કામ હોવાથી આપણે માત્ર આટલું વિદ્વાનોએ તાણેલું અનુમાન બતાવીનેજ સંતોષ લઇશું કે વહેલામાં વહેલા તોપણ પચ્ચીસેં વર્ષ ઉપર મહાકવિ ભાસ થઇ ગયેલા હોવાં જોઇએ. એ અઢી હજાર વર્ષ પહેલાં રામાયણ વસ્તુ એટલી બધી લોકપ્રિય થઇ પડેલી હતી કે પરદેશીઓ પણ તેની ઉપર ફીદાફીદા થઇ જતા. વિક્રમ સંવતની બહુ પહેલાં રામાયણમાંથી બનાવેલાં નાટકો મલાયદ્વીપ સમૂહમાં અને ચીનમાં ભજવાતાં હતાં. નાટક, લોકને જાણીતી વસ્તુમાંથી લખાતાં બહુ લોકપ્રિય થઇ પડે છે, એ વાત મહાકવિ ભાસ અને તેમની પૂર્વે થઈ ગયેલા સર્વે કવિઓથી સમજાઇ ગયેલી હતી. મહાકવિ ભાસનાં હાલ પ્રસિદ્ધ થયેલાં તેર નાટકોમાંનાં લગભગ બધાંય નાટક રામાયણ, મહાભારત અને બૃહત્કથા વસ્તુ ઉપરથી લખાયેલાં છે. આપણે અને ચીનાઓ રામાયણ ઉપર ફીદા છીએ એમ નથી, પરંતુ આપણું સાહિત્ય પશ્ચિમમાં ગયા પછી આપણે જાણ્યું છે કે યુરોપ અને અમેરિકા પણ રામાયણ ઉપર બહુ ફીદા હોઇ તેને ઐતિહાસિક કાવ્ય સાથે સંસારના એક અત્યુત્તમ આદર્શરૂપ માન આપે છે, ખરેખર રામાયણ તેવુંજ છે. એમાંથી જેટલાં નાટકો બન્યાં છે તેટલાં બીજા કોઇ પણ ગ્રંથમાંથી બન્યાં નથી. એમાં જે સંસારનું ચિત્ર છે તે અપૂર્વ છે અને એમાં જે નૈતિક શિક્ષણ ભરેલું છે તે બીજા કોઇ પણ ચરિતમાં નથી. એમાં સંસારના જે હૃદયંગમ ભાવ મૂકવા હોય તે મૂકવાના પ્રસંગો છે તેમાં નીતિનો જે બોધ કરવો હોય તે કરવાનો પુષ્કળ અવકાશ મળે એવી કૌટુંબિક અને ચારિત્ર્યનિરૂપક કથાઓ છે. મહાકવિ ભાસનાં નાટકો-માંથી રામાયણ વસ્તુવાળું આ પ્રતિમાનાટક પસંદ કરવાનું કારણ પણ એજ છે કે, તેમાં મહાકવિએ ઉત્તમ ઉત્તમ ભાવ, કૌટુંબિક આમન્યા ને જ્વલંત ચરિતની સાથે નીતિનો ઠેકઠેકાણે બોધ કરેલો છે. આ પ્રતિમાનાટકનું

જે ઉજ્વળમાં ઉજ્વળ અને અત્યંત મોહક લક્ષણુ છે તે એ છે કે, તે 'પુત્રી પિતાની આગળ ખુશાલ વાંચી શકે.' આપણા બહુ માન્યવર ને નીતિબોધક કવિ દલપતરામનો આવોજ સિદ્ધાંત હતો, અને અલબત તેજ કેળવણી ખાતાથી માન્ય રખાયો છે. સંસ્કૃતમાં લખાવેલાં થોકબંધ પુસ્તકોમાં કોકજ એવું પુસ્તક હશે કે જે પુત્રી પિતાની આગળ વાંચી શકે. સ્ત્રીઓની લાઈબ્રેરી માટે પસંદ કરાય એવાં આંગળીને વેઢે ચઢે એટલાંય પુસ્તક સંસ્કૃતમાંથી મળવાં દુર્લભ છે. શૃંગાર વગર જાણે કહિં રસજ ન હોય, એમ તેમાં થયેલું છે. કાલિદાસનાં નાટકો બહુ ખીલેલા વિચારો અને ઉંચી કલ્પનાઓથી ભરેલાં હોવા છતાં દલપતસિદ્ધાંતે વંચાય તેવાં કહેવાય નહિ, જ્યારે મહાકવિ ભાસનું આ નાટક રસથી અને નીતિબોધથી ભરેલું હોવા છતાં કહિં એવું અસભ્ય છમકલું પણ જણાતું નથી. આખું નાટક કાતળીએ કાતળીએ રસને પોષતું અને વધારતું રસ રસ ને રસના સાગરમાં પૂર્ણ થાય છે, તેમ છતાં તેમાં કહિં પણ વાંચતાં લજ્જા આવે એવું આવતું નથી.

ખ્યાત વસ્તુ—જાણીતી કથા કે ઇતિહાસની વાતનું નાટક જેમ લોકને પ્રિય થાય છે અને ઉંડી અસર કરે છે તેમ ખ્યાત વસ્તુ—કથા કે વાર્તાનાં પાત્રોનું અસરકારક વાણીમાં ચીતરાયેલું ચિત્રજ લોકને રંજન કરવા ઉપરાંત ઉંડી નીતિની અસર ઉપજાવે છે. એક માણસને ચોરી કરવાથી 'આમ આમ થયું' એવી બનાવટી વાત, કિંવા ચોરી નહિ કરવાના ફાયદાઓના ગમે તેટલા યુક્તિસર મુદ્દા લડાવેલો નિબંધ લોકને જે અસ્તેયનીતિનો બોધ આપે છે તેના કરતાં અમુક જાણીતા માણસને ચોરી કરવાથી થયેલી શિક્ષાની વાત અથવા કથા કે ઇતિહાસમાંની જુની વાતનું દૃષ્ટાંત હજાર ઘણી વધારે સારી નૈતિક અસર ઉત્પન્ન કરે છે. પરદેશી વિદ્વાનોના પરદેશી વિચારના મુદ્દાઓ અને પરદેશી ઇતિહાસ કે ચરિત્રોનાં દૃષ્ટાંતો કરતાં આપણે જેને ધાવણમાં ધાવેલા છીએ તે વિચારોનાં રસ ભરિત વચનો અને જ્યારથી શ્રવણેંદ્રિયે શ્રવણ કરવા માંડયું ત્યારથી સાંભળેલી કથાવાર્તાઓ અને ચરિત્રોમાંના દૃષ્ટાંતોજ આપણને નીતિનો ખરેખરો—સચોટ બોધ આપી શકે છે. સત્યને માટે હરિશ્ચંદ્ર, પિતાનું વચન પાળવા માટે રામ, બંધુ સ્નેહને માટે લક્ષ્મણ અને ભરત, આદર્શ સ્ત્રીને માટે સીતા અને અનીતિને માટે રાવણની કથાઓ આપણને જે અસર ઉત્પન્ન કરે છે તે બીજી કોઇ પણ પરદેશીય કે નવી બનાવટી કથા કરી શકતી નથી. મહાકવિ ભાસે આ નાટકમાં જાણે નીતિ શિક્ષણ આપવાનો અને કુટુંબમાં વાંચવા લાયક એક પરમ આનંદદાયક નાટક લખવાનો ઉદ્દેશ રાખેલો હોય એવીજ મજેની નીતિસર રચના કરેલી છે. જેવી સહેલી સરલ ને સ્વાભાવિક ધરગતું છતાં મીઠી અને

રસથી ભરેલી વાણી આમાં યોજાઈ છે તેવાજ ઠેકઠેકાણે સામાન્ય સત્યને અને ઉત્તમોત્તમ નીતિને બોધ આપતી કહેણીઓને આમાં ઉપયોગ થયેલે છે. બાળક જુવાન અને વૃદ્ધ સ્ત્રી પુરૂષો પોતાના કુટુંબમાં ખુશીથી વાંચે એવું આ એકજ નાટક જોવામાં આવ્યું, એમ કહેવું કોઈને પણ અતિશયોક્તિ ભરેલું નહિ લાગે. કોલેજોમાં, શાળાઓમાં, કન્યાશાળાઓમાં અને મોટાં વસ્તારી કુટુંબોમાં આનંદે વંચાય અને ગવાય એવી આ નાટકની અત્યુત્તમ ખુબીને લીધે આ ભાષાન્તર કરવામાં આવ્યું છે. એકવાર ભાષાંતર કર્યા પછી મૂળને નહિ જોતાં એકલા ગુજરાતીને વાંચીવાંચીને જેમ ગુજરાતીમાં સોહે તેમ કરવાને યત્ન કર્યો છે. વાંચનારને તેમજ વિદ્વાનોને આ ભાષાન્તર ગમશે તો હું મારો શ્રમ સફળ થયો માનીશ.

અમદાવાદ
સંવત્ ૧૯૭૨ ધનતેરશ.

મણિલાલ છબારામ ભટ્ટ.

### મહાકવિ શ્રીભાસ પ્રણીત

# પ્રતિમાનાટક.*

## અંક પહેલો.

( નાંદી × થઇ રહ્યા પછી સૂત્રધાર પ્રવેશ કરે છે. )

( ઉપજાતિ )

**સૂત્રધાર**—સુમંત્રથી તુષ્ટ વિભીષણાત્મા,
દશાસ્યને યોગ્યજ શત્રુ એવા;
સૌમિત્રિ સીતા ભરતે સુહાતા,
શ્રીરામ કલ્યાણક હો અમારા.÷ ૧

( નેપથ્ય ભણી જોઇને )

આર્યે ! અહિં આવો.

**નટી**—( પ્રવેશ કરીને ) આ આવી આર્ય !

**સૂત્રધાર**—આર્યે ! હવે ત્યારે શરત્કાલને ઉદ્દેશી તમે કંઇક ગાઓ.

**નટી**—જેવી આર્યપુત્રની આજ્ઞા.

( ગાય છે. )

**સૂત્રધાર**—આ કાળે તો—

---

* પ્રતિમા નાટક—દિલીપ, રઘુ ને અજ વગેરે રઘુવંશી રાજાઓની પ્રતિમા સાથે દશરથની પ્રતિમા જોઇને ભરતને તેમનું મરણ અને રામનો વનવાસ વગેરે અયોધ્યામાં બનેલા બનાવો જાણવામાં આવ્યા તે ઉપરથી કવિએ આ નાટકનું નામ પ્રતિમા નાટક રાખ્યું છે.

× નાન્દી—કાલિદાસાદિકનાં જે નાટકો અત્યાર લગી આપણે જોતા આવ્યા છીએ તેમાં બધામાં નાન્દીઓ છે. આ નાટકોમાં નાન્દીઓ નથી પણ પાત્રરાજ સૂત્રધાર રંગભૂમિ ઉપર આવી મંગળાચરણ કરે છે ને તેમાં નાટકનાં મુખ્ય પાત્રોનાં નામ આણે છે. મહા કવિ ભાસનાં નાટકનું આ ખાસ લક્ષણ બાણભટ્ટે **સૂત્રધાર [illegible]તારંભ:** એમ કહી જણાવેલું છે.

÷ આ સૂત્રધારનું મંગળાચરણ છે. વિભીષણાત્મા—વિભીષણ જેને વહાલો છે એવા રામ. દશાસ્ય—દશમુખ, રાવણ. કલ્યાણક—કલ્યાણ કરનારા હો.

( ગીતિ )

કાશાંશુકની વાસી, હંસી પુલિને ફરે સમોદ મને; ×

( નેપથ્યમાં. )

આર્ય ! આર્ય !

( સાંભળીને સૂત્રધાર )

ભવતુ, જાણ્યું.

ચંચળ દાસી જેવી, હરખે ફરતી જણાય નૃપભવને. ૨

( જાય છે. )

સ્થાપના. *

( પછી એક પ્રતીહાર પ્રવેશ કરે છે. )

પ્રતીહારી—આર્ય ! કંચુકીયોમાંનું કોણ છે અહિં ?

કંચુકીય—( પ્રવેશ કરીને ) આ રહ્યો હું. કહો શું કામ છે ?

પ્રતીહારી—આર્ય ! દેવાસુર સંગ્રામમાં અપ્રતિહત÷ મહારથવાળા મહારાજ દશરથ આજ્ઞા કરે છે કે, ભર્તૃદારક+ રામને રાજ્ય પ્રભાવનો સંયોગ કરાવે એવી અભિષેકની સામગ્રીઓ શીઘ્રજ લઈ આવો.

કંચુકીય—મહારાજે આજ્ઞા કરી તેવુંજ અમે સર્વ તૈયાર કર્યું છે, જુઓ-

---

× કાશ-ડાભને મળતું ઘાસ, કાસની મંજરીઓ છે વાસ-વસ્ત્ર રૂપે જેને એવી હંસીનાં પિંછાંને કાસની મંજરી સાથે સરખાવ્યાં.

* સ્થાપના-પ્રસ્તાવના, આમુખ અથવા વિષ્કંભકને બદલે મહા કવિ ભાસ દરેક નાટકમાં સૂત્રધાર પાસે સ્થાપના કરાવે છે અને તે બહુ યુક્ત છે.

÷ દેવાસુર સંગ્રામમાં અપ્રતિહત મહારથવાળા-સૂર્યવંશના રાજાઓ દેવોને રાક્ષસો વચ્ચે થતાં યુદ્ધોમાં દેવોને મદદ કરવા જતા. દશરથ પણ એકવાર કૈકેયી સાથે દેવ અને અસુરો વચ્ચે ચાલતા યુદ્ધમાં દેવની તરફથી ગયા હતા અને તેમાં તેમનો મોટો રથ અસુરોથી પાછો હઠવાઈ શકાયો ન હતો. તેને ઉદ્દેશીને કવિએ દશરથને આ વિશેષણ આપ્યું છે તે સાથે સાથે કૈકેયીએ આ યુદ્ધમાં રથ ધરી રાખી રાજા પાસે વચન લીધું હતું તેનું સૂચન કર્યું છે.

+ ભર્તૃદારક-ભર્તા=રાજા તેનો દારક=કુંવર તે=રાજકુંવર.

( શાર્દૂલવિક્રીડિત )

વાજાં નંદક છત્રચામર અને ભદ્રાસને આણ્યું છે,
સોનાના ઘડુલા સદર્ભ ફુલ ને તીર્થોદકે પૂર્ણ છે;*
આવ્યા છે પુર લોક મંત્રિસહ સૌ વેલે કરી સજ્જ છે,
બેઠા છે ગુરુ આવી વેદિપર ને માંગલ્ય વર્તાય છે. ૩

પ્રતીહારી—જોઇએ તેવુંજ સોહામણું કર્યું છે.

કંચુકીય—ખરેખર—

( અનુષ્ટુપ )

ભૂપરે રામને નામે, ચંદ્રને અભિસિંચતા;
આજને આજ રાજાએ, કૃતકૃત્ય કરી પ્રજા. ૪

પ્રતીહારી—હવે ઝટ કરો આર્ય! ઝટ.

કંચુકીય—આ ચાલ્યો.

( જાય છે )

પ્રતીહારી—( પરિક્રમણ કરી જોઇને ) આર્ય! સંભવક! હે સંભવક! જાઓ, તમે પણ મહારાજને વચને આર્ય પુરોહિતને ઘટે તેમ કહીને ઉતાવળ કરાવરાવો. સારસિકે! હે સારસિકે! તુંએ જા, સંગીતશાળામાં જઈ નાટકીયોને વિજ્ઞાપના કર કે, પ્રસંગને યોગ્ય એકાદ નાટક સાથે તેઓ સજ્જ થઇ રહે. હું પણ 'સર્વે તૈયાર કર્યું છે' એવું હવે મહારાજને જઇને નિવેદન કરૂં છું.

( જાય છે. )

---

* અભિષેકની તૈયારીનું વર્ણન છે. નંદક=આનંદ આપે એવાં મંગળમય વાજાં, ભદ્રાસન-સિંહાસન. તીર્થનાં જળ ભરેલા સોનાના ઘડા, દર્ભ ને ફૂલ વગેરે. વ્હેલ=વરઘોડિયાંની ગાડી.

( પછી વલ્કલ સાથે અવદાતિકા પ્રવેશ કરે છે. )

અવદાતિકા—ખરેખર ખોટું તે તો ખોટુંસ્તો! હસવામાંએ આ વલ્કલ × લઇ જતાં મને ભય લાગે છે તો પછી પરધન હરનારને કેમ ભય ના લાગે ? હું તો હસવા ઇચ્છું છું. એકલીથી કંઇ હસાય છે ?

( બીજી તરફથી દાસી સાથે સીતા પ્રવેશ કરેછે. )

સીતા—( દાસીને ) હંજે! અવદાતિકાનું મોં ઉતરી ગયેલું હોય એમ કેમ લાગે છે વારૂ ?

ચેટી—યુવરાણી ! ÷ પરિજન સહેજે અપરાધી ગણાય. એણે કદાપિ કંઇ અપરાધ કર્યો હશે.

સીતા—ના, ના, હસવા ઇચ્છતી હોય એમ લાગે છે.

અવદાતિકા—( પાસે આવી ) જયજય! યુવરાણી! હું કંઇ અપરાધી નથી.

સીતા—કોણ તને અપરાધી કહે છે ? પણ અવદાતિકે! તારા ડાબા હાથમાં તું આ શું લાવી છે ?

અવદાતિકા—આ તો વલ્કલ છે, યુવરાણી !

સીતા—વલ્કલ ક્યાંથી લાવી ?

અવદાતિકા—સાંભળો યુવરાણી! નેપથ્યપાલિની આર્યા રેવા પાસે રંગપ્રયોજન થઇ રહ્યા પછી મેં અશોકવૃક્ષનું એક કિસલય* માગ્યું હતું. તેણે તે આપ્યું નહિ ત્યારે ટોળને ખાતર હું ત્યાંથી આ એક વલ્કલ તાણી લાવી.

સીતા—ખોટું કર્યું. જા, પાછું આપી આવ.

અવદાતિકા—યુવરાણી ! પરિહાસ નિમિત્તેજ હું તો આ વલ્કલ લઇ આવી છું.

સીતા—ઉન્મત્તિકે! એમજ દોષ વધે. જા, પાછું આપી આવ, ઝટ પાછું આપી આવ.

---

+ વલ્કલ=વનકુળ, છાલનું વસ્ત્ર. ÷ યુવરાણી—યુવરાજ—પાટવી કુંવરની વહુ.
* કિસલય—ડાળી.

અવદાતિકા—જેવી યુવરાણીની આજ્ઞા.

( જવા માંડે છે )

સીતા—હલા! આમ આવ આમ. પાછી આવ.

અવદાતિકા—( પાછી આવીને ) લો, આ આવી.

સીતા—હલા! લાવ હું વલ્કલ પહેરું જોઇએ, મને શોભે છે કે નહિ?

અવદાતિકા—યુવરાણી! સુરૂપાને સર્વે શોભે. લો પહેરો જોઇએ.

સીતા—લાવ ત્યારે. ( પહેર્યા પછી ) જો, કહે હવે કેવું લાગે છે?

અવદાતિકા—ખરેખરૂં સોહે છે. જાણે વલ્કલજ નહીં સોનાનું બની ગયું હોય એવું લાગે છેને! વાહ!

સીતા—( ચેટીને ) હંજે! તું કેમ કંઇ બોલતી નથી?

ચેટી—બોલ્યાનું શું પ્રયોજન છે? હર્ષથી ઉભાં થયેલાં મારાં રૂંવાંજ કહી આપે છેને.

સીતા—હંજે! ત્યારે આદર્શ × લઇ આવ જોઇએ.

ચેટી—લઇ આવું. ( લઈ આવીને ) યુવરાણી! લો જુઓ! આ આદર્શ.

સીતા—( ચેટીના મુખ સામું જોઇને ) ઉભી રહે, હમણાં આરસો રહેવા દે અને બોલ કે–તું શું કહેવા ઇચ્છે છે?

ચેટી—યુવરાણી! મેં એમ સાંભળ્યું કે–આર્ય બાલાકિ નામે કંચુકીય કહે છે જે ‘ અભિષેક થાય છે, અભિષેક.’

સીતા—ઓહો! એમાં શું? રાજ્ય છે તેનો કોઇએ ભર્તા તો થશેજને?

( સામેથી બીજી ચેટી પ્રવેશ કરે છે. )

બીજીચેટી—યુવરાણી! વધામણી! વધામણી!

સીતા—શું? શું વધામણી લાવી છે?

બીજીચેટી—ભર્તૃદારકને અભિષેક થાય છે, યુવરાણી!

---

× આદર્શ=અરીસો, ચાટલું.

સીતા—વારૂ, સસરાજી તો કુશળ છેને ?

બીજીચેટી—હા. મહારાજ પોતેજ અભિષેક કરાવે છે ને પછી શું ?

સીતા—એ તો વળી ત્યારે બીજી વધામણી. લે, ચાલ ખોળો ધર.

બીજીચેટી—લો. ( ખોળો ધરે છે ને સીતા પોતાના અલંકાર ઉતારી તેને ભેટ આપે છે. )

( વાજાં સાંભળીને )

યુવરાણી ! જુઓ ! સાંભળો વાજાં વાગે છે.

સીતા—હા, એમ લાગે છે તો ખરું.

બીજીચેટી—કેમ એકવાર વાગીને પાછાં રહી ગયાં ?

સીતા—કોણ જાણે. અભિષેક કદાપિ બંધ રહ્યો હોય. રાજકુળ બહુ વૃતાંતવાળાં હોય છે, એનું કશુંએ કહેવાય નહિ.

બીજીચેટી—યુવરાણી ! મેં વળી એમ સાંભળ્યું છે કે, ભર્તૃદારકને અભિષેક કરી મહારાજ વનમાં જવાના છે.

સીતા—ત્યારે તો આ અભિષેક નહિ પણ માત્ર આચાર કહેવાય.

---

( પછી રામ પ્રવેશ કરે છે. )

રામ—ઓહો !

( શાર્દૂલવિક્રીડિત )

વાગ્યાં ઢોલ બિરાજિયાં ગુરુજનો * બેઠાય ભદ્રાસને,
મંત્રોચ્ચારની સાથ પ્રોક્ષણ થવા માંડયું ઘટે તે સમે;
બોલાવી મુંજને રજા દીધી નૃપે, મેંએ કહ્યું માનિયું,
એમાં વિસ્મય પામવા સમ જનો માટે નહોતું કશું. ૫

‘રહેવા દો, દીકરા !’ એમ મહારાજે પોતેજ મને કહીને મારી ઉપર આવતો ભાર ઉતારી નાંખ્યો તેથી મને હવે શાતા વળી.

* ગુરુજન—વડીલ, ઘરનાં મોટાં મુરબ્બીઓ.

હું જે રામ તે રામજ, અને મહારાજ તે મહારાજજ. લાવ ત્યારે હવે તો રંગમહેલમાં જઇને મૈથિલીને મળું.

અવદાતિકા—( રામને આવતા જોઈને ) યુવરાણી! લો, એ આવ્યા પેલા ભર્તૃદારક. તમે તો હજી વલ્કલે બદલ્યું નહિ.

રામ—( નજીક આવી ) મૈથિલિ! કેમ છો ?

સીતા—પધારીએ આર્યપુત્ર! × જયજય !

રામ—મૈથિલિ! આવો, અહિં બેસો.

સીતા—જેવી આર્યપુત્રની આજ્ઞા.

( તેમની પાસે જઈ બેસે છે. )

અવદાતિકા—યુવરાણી! ભર્તૃદારકનો વેષ તો એનો એજ છે, ત્યારે પેલું આપણે જે સાંભળ્યું તે શું ખોટું ?

સીતા—એવો માણુસ ખોટું તો ના કહે ? અથવા મેં કહ્યું નહિ કે, રાજકુટુંબોની ખટપટો એરજ હોય છે.

રામ—મૈથિલિ! આ શા સંબંધી વાત કરો છો ?

સીતા—કંઇ નહિ આર્યપુત્ર! આ દાસી કહેતી હતી કે 'અભિષેક થાય છે, અભિષેક.'

રામ—સમજ્યો હવે તમારૂં કૌતૂહલ. અભિષેક બાબતને ? જુઓ સાંભળો ત્યારે-ઉપાધ્યાય, અમાત્ય, અને પ્રજાજન સમક્ષ કોસલરાજ્યને એકત્ર કરી, નાનપણથી જેમાં બેસવાનો મને પરિચય પડેલો તે ઉત્સંગમાં બેસાડી મહારાજે પોતેજ મને માતાજીવાળા લાડકા નામે 'પુત્ર!' એમ સંબોધીને કહ્યું કે 'તું આ રાજ્ય લે.'

---

× આર્યપુત્ર—સસરાનો છોકરો, સાસુજાયા, જેવો આ શબ્દ છે. સંસ્કૃત સંસ્કૃતિના કાળે મોટા ઘરની વહુઓ પોતાના વરને 'આર્યપુત્ર' કહીને બોલાવતી ને વ્યવહરતી હતી. પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં 'સાસુજાયો' 'નાણદલ વીર' એવા શબ્દો વપરાયેલા છે તેમ સંસ્કૃતમાં આ શબ્દ વપરાયેલો છે.

સીતા—આપે તેનો શો ઉત્તર આપ્યો

રામ—તમે શું ધારો છો ?

સીતા—હું તો ધારૂં છું કે આપે બીજું કંઇ પણ નહિ કહેતાં ઉંડો શ્વાસ લઇ મહારાજના ચરણમાં મસ્તક મૂક્યું હશે.

રામ—ખરેખર એમજ. આપણા જેવા સરખા સ્વભાવમાં જોડાં જગતમાં થોડાંજ સરજાય છે. તમે તર્ક કર્યો તેમજ હું તેમના ચરણમાં પડયો, અને

( અનુષ્ટુપ )

ભિંજવ્યું એમણે મારૂં-માથું ઉપરથી અને,
પખાળ્યા પાદ નીચેથી, મેં એ સાથેજ આંસુડે. ૬

સીતા—પછી ?

રામ—એમના અનુનય મેં સ્વીકાર્યા નહિ ત્યારે ઘરડપણથી વિકલ થઈ ગયેલા એવા એમણે મને પોતાના સોગન દીધા.

સીતા—પછી ?

રામ—પછી શું ?

( વસંતતિલકા )

પોતેજ છત્ર પકડયું રડતા નૃપાળે,
સૌમિત્રિએ ઘટ લીધા અભિષેક માટે;
ત્યાં આવી કૈંક કહ્યું ગાભરી મંથરાએ,+
કે 'તું હવે ન નૃપ' એમ કહ્યું પિતાએ. ૭

સીતા—એ તો મને ગમ્યું. મહારાજ તે મહારાજ, ને આર્યપુત્ર તે આર્યપુત્રસ્તો.

રામ—હશે, એ વાત હવે રહેવા દો, અને કહો કે-તમે કેમ આજ બધા અલંકાર કાઢી નાંખ્યા છે ?

---

+ રાજાએ પોતે છત્ર પકડ્યું ને લક્ષ્મણ તથા શત્રુઘ્ન જે બન્ને સુમિત્રાના પુત્રો હતા તેમણે અભિષેકને માટે ઘડાઓ લીધા એટલામાં મંથરાએ આવી રંગમાં ભંગ કર્યો. સૌમિત્રિએ ઘટ લીધા. સૌમિત્રિમા લક્ષ્મણ ને શત્રુઘ્ન બેઉનો સમાવેશ થાય છે.

સીતા—હું હમણાં નથી પહેરતી આર્યપુત્ર !

રામ—( હસીને ) એમ ના કહો. હમણાંજ કાઢી નાખ્યા લાગે છે, જુઓને–

( વસંતતિલકા )

પોંચા અને શ્રવણ ભૂષણ કાઢવાથી,
ઉતાવળે છણછણાઇ ગયેલ વા'લી;
લાગે ન ઠીક અતડું અડવું જણાયે,
માટે ઘરેણું ધરી લો ફરી તે જગાએ. ૮

સીતા—( હસતાંહસતાં ) આપ તો ખોટાનેએ સાચું ઠરાવો એવા છો આર્યપુત્ર !

રામ—શણગાર સજો શણગાર. લો કહો તો હું અરીસો ધરૂં.

( તેમ કરે છે. પછી એકદમ પાછા )

રહો રહો—

( અનુષ્ટુપ )

આદર્શે સૂર્ય રશ્મિ આ, કેમ વલ્કલના સમાં;
હાસ્યમાં આ ક્રીડા દાખે, ભાવિ નિયમની સ્પૃહા. ૯

અવદાતિકા ! તારાં યુવરાણીએ આજે આ શું પહેર્યું છે ?

અવદાતિકા—'પોતાને શોભે છે કે નહિ ?' તે જોવાના કૌતૂહલે મારાં યુવરાણીએ આજે આ ગમ્મત દાખલ વલ્કલ પહેર્યું છે યુવરાજ !

રામ—મૈથિલિ ! વૃદ્ધ ઐક્ષ્વાકુઓનો* પોષાક તમે ક્યાંથી ધારણ કર્યો ! અમારી એ પોષાક ઉપર પ્રીતિ છે હોકે. લાવો.

સીતા—ના, નહિ આર્યપુત્ર ! એવું અમંગલ ના બોલો.

રામ—કેમ વારો છો દેવિ !

સીતા—અભિષેક અડધેથી ભાગી પડવાને લીધે મને આર્યપુત્રના અમંગળ જેવું લાગે છે માટે.

રામ—ઠીક.

* ઐક્ષ્વાકુઓ=ઈક્ષ્વાકુના વંશજો; સૂર્યવંશના રાજાઓ.

( અનુષ્ટુપ )

તમે અર્ધાંગ મારાંએ, પે'ચું પે'લાં અને પછી;
શીદને ભુંડું માની લો, આપસુ આપ સુંદરિ ! ૧૦

( નેપથ્યમાં )

હા ! મહારાજ ! હા !

સીતા—સાંભળો આર્યપુત્ર ! સાંભળો, આ શું સંભળાય છે ?

રામ—( સાંભળીને )

( અનુષ્ટુપ )

નિર્મર્યાદ ધ્વનિ જ્યારે, થાયે સ્ત્રી પુરુષો તણો;
જાણવું નક્કી દૈવેજ, મૂળે આઘાત આદર્યો. ૧૧

( પ્રકાશ )

જે હોય તે જલદી જણાવું જોઇએ.

કંચુકીય—( પ્રવેશ કરીને ) કુમાર ! રક્ષણ કરો ! રક્ષણ કરો !

રામ—કોનું રક્ષણ કરવાનું છે ?

કંચુકીય—મહારાજનું.

રામ—મહારાજનું ? અરે એમ કહો કે એક શરીર થઇ રહેલી પૃથ્વીનું. આ દોષ કયાંથી અને કેવી રીતે ઉત્પન્ન થયો ?

કંચુકીય—સ્વજનમાંથી.

રામ—સ્વજનથી ? ત્યારે તો એનો પ્રતીકારજ નથી.

( અનુષ્ટુપ )

શરીરે ઘા કરે શત્રુ, હૃદયે સ્વજનો, અને
કોણ સ્વજન થૈને આ, લજાવે મારું તે મને. ૧૨

કંચુકીય—રાણી કૈકેયી.

રામ—માતા કૈકેયી ? એમનાથી તો મંગળ પરિણામવાળું કાર્ય થવું જોઇએ ને આ શું ?

કંચુકીય—કેમ ?

રામ—કારણ કે,

( અનુષ્ટુપ )

જેને ઇન્દ્ર સમો ભર્તા, ને જે પુત્રવતી હું થી;
સ્પૃહા તેને શી હોયે જે, અકાર્ય આવું તે કરે. ૧૩

કંચુકીય—બસ યુવરાજ ! બસ. આ જાતિની હીણ બુદ્ધિમાં આપની સરળતા સામેલ ન કરો. એમની ભંભેરણીથીજ અભિષેક બંધ રહ્યો ને આ બધું થયું.

રામ—એમ હશે તોપણ શું ? મને તો તેએ ગુણ રૂપજ છે.

કંચુકીય—એમ કેમ ?

રામ—જુઓ, સાંભળો—

( માલિની )

અટકયું નૃપનું તેથી, જાવું આરણ્યમાં× ને;
રહ્યું પિતુ શિર હોતાં, એનું એ લાડ મારે;
નવ નૃપતિવતીની, રૈ' ન ચિંતા પ્રજાને,
વળી મુજ અનુજોના, હાનિ પો'ચી ન ભોગે. ૧૪

કંચુકીય—અણબોલાવ્યાંજ તેમણે અંદર દોડી આવી 'ભરતને રાજ્યાભિષેક કરો' એવું કહ્યું, છતાં એમને લોભ નથી, એમ આપ કેમ માનો છો ?

રામ—તમને મારી તરફના પક્ષપાતને લીધે એમ લાગે છે, પરંતુ એમ નહિ પણ—

( અનુષ્ટુપ )

આ ધને વેચિયું માગે, રાજ્ય તેમાં ન એમનો-
લોભ, બંધુનું લેવાનો, કે'વાયેજ અમોતણો. ૧૫

કંચુકીય—અરે !

રામ—બસ કરો બસ. હું એમની વધુ નિંદા સાંભળવા માગતોજ નથી. મહારાજ સંબંધી કંઇ કહેવાનું હોય તો તેજ માત્ર કહો.

---

× આરણ્ય—અરણ્ય=વન.

કંચુકીય—પછી

( અનુષ્ટુપ )

ઇસારે હાથને પાછાં-વાળ્યાં શોકે ન બોલતાં;
દૃષ્ટિ હો વા ન હો કિંતુ, મૂર્છા પામ્યા પછી નૃપ. ૧૬

રામ—શું મૂર્છા પામ્યા.

( નેપથ્યમાં )

કેમ મૂર્છા પામ્યા?
'નૃપની મુરછાં, જો ના સ્હોતો, ધરો ધનુ શી દયા!'

( સાંભળી તથા તે તરફ જોઇને )

( અનુષ્ટુપ )

અક્ષોભ્ય ક્ષોભિયો કેણે, * ધૈર્ય સાગર લક્ષ્મણ;
જેના રુઠયાની સામે સૌ-શતાકીર્ણ થઈ જશે. ૧૭

( પછી હાથમાં ધનુષબાણ લઈ લક્ષ્મણ પ્રવેશ કરે છે. )

લક્ષ્મણ—( ક્રોધથી ) કેમ? કેમ મૂર્છા પામ્યા? અરે!

( હરિણી )

નૃપની મુરછા, જો ના સ્હોતો, ધરો ધનુ શી દયા?
સ્વજન વિનયી, સર્વે ભોળા, ગણાયજ છે સદા; ×
રુચતું તમને, ન્હોયે આપો, રજા મુજને કરું,
જગ અનઅલા, નિશ્ચે જેણે, ઠગ્યા અમને બહુ. ૧૮

સીતા—આર્યપુત્ર! રોવાને વખતે દિયેરજીએ તો ધનુષબાણ લીધાં. અહો! અપૂર્વ છે આમનો આયાસ તો!

* નહિ સંતાપવા જેવા લક્ષ્મણને કોણે ક્ષોભિયો-સંતાપ્યો કે જેથી હવે બધું શતાકીર્ણ-સો કકડે-છિન્નભિન્ન થઈ જશે.

× લક્ષ્મણનું કહેવું એમ છે કે, જો રાજા મૂર્છા પામ્યા છે તે સહેવાતું ન હોય તો દયા ન કરો પણ ધનુષ બાણ હાથમાં લો. પોતાનાં માણસો પ્રતિ વિનય કરવા જતાં સામા ભોળા ગણાઈશું. તમને-રામને-ન ગમતું હોય તો મને રજા આપો કે જેણે આપણને ઠગ્યા છે એવી સ્ત્રી જાતિથી આ જગતને રહિત કરૂં.

રામ—ભાઇ સુમિત્રાપુત્ર! શું છે?
લક્ષ્મણ—કેમ શું છે?

( અનુષ્ટુપ )

રાજા શોચ્યાસને÷ છે ને, હકનું રાજ્ય હરાય છે;
ત્યાં શંકા ને ક્ષમા શાની, જ્યાં નિખાલસતા નથી? ૧૯

રામ—ભાઇ! મારા રાજ્યનું જવું તને ઉદ્યોગી બનાવે છે એ તારો ભ્રમ ને ભૂલ છે.

( અનુષ્ટુપ )

રાજા ભરત થાયે ને, રૈએ આવાજ આપણે;
છતાં જોર તને હોયે, તો તેથી રક્ષ એહને. ૨૦

લક્ષ્મણ—હું રોષ સહન કરી શકતો નથી. તમને નથીજ રુચતું તો લો આ ચાલ્યો.

રામ—( તેને રોષમાં ને રોષમાં જતો જોઇ )

( અનુષ્ટુપ )

બાળવા ઇચ્છતી હોયે, ત્રૈલોક્ય એવી, ભાવિના
લેખ શી, ભ્રુકુટી ગે છે, કેવી તડાઇ ભાલમાં. ૨૧

લક્ષ્મણ! અહિં આવ, વીરા! અહિં આવ.

લક્ષ્મણ—( પાછો ફરી ) આ આવ્યો.

રામ—તને ધીરો પાડવા માટે આમ કહેવું પડે છે, બાકી જો—

( વસંતતિલકા )

સામે થવું પિતુની સત્યપરે રહેલા,
માતા પરે હરતી રાજ્ય શરો ચલાવા;
નિર્દોષ બંધુ હણવો ભરતાનુજોમાં,*
શું છે પસંદ વદ એ ત્રણ પાતકોમાં? ૨૨

---

÷ શોચ્યાસન=શોચ કરવા જેવી સ્થિતિમાં, મરણ પથારીએ.

* રામ કહે છે કે જો રાજાની સામા થઇએ છીએ તો તે જે સત્ય વચન પાળવાને તત્પર થયેલા છે તેમાંથી તેમને ભ્રષ્ટ કરવાનું પાપ લાગે છે. રાજ્ય હરનારી

લક્ષ્મણ—( આંસુ લાવી ) તમે મને ઠપકો દ્યો છો ત્યારે મારીજ ભૂલ:

( અનુષ્ટુપ )

રાજ્ય માટે ઘરૂં કલેશ, તેની ઇચ્છા ન આપને;
એ તો થૈ ધૃષ્ટ × કાઢે છે, ચૌદ વર્ષ લગી વને. ૨૩

રામ—આપણને ચૌદ વર્ષના વનવાસે મોકલવાનું કહેતાંજ મહારાજને મૂર્ચ્છા આવી, સાંભળ્યુંને મૈથિલિ! ત્યારે—

( અનુષ્ટુપ )

મંગલાર્થે મળેલાં તે, લૈ આવો વલ્કલો હવે;
મેળવેલો ન કો બીજે, ધર્મ આપણ સાધીએ. ૨૪

સીતા—લો આર્યપુત્ર!

રામ—પણ તમે આ શું કરો છો?

સીતા—હું આર્યપુત્રની સહધર્મચારિણી+ છું કે નહિ?

રામ—મૈથિલિ! મારે એકલાએ વનવાસ જવાનું છે.

સીતા—હું ને તમે એકજને. હું તો આવીશજ.

રામ—ત્યાં વનમાં રહેવાનું છે?

સીતા—હું તેને મોટા રાજમહેલો માનીશ.

રામ—સાસુ સસરાની સેવા છોડવી પડશે તે?

સીતા—એમનાં નામ લઈ લઇને વનમાં હું દેવતાઓને પ્રણામ કરીશ.

રામ—લક્ષ્મણ! તારી ભાભીને વાર.

લક્ષ્મણ—આવા સ્તુત્ય વર્તન માટે મારાથી એમને કેમ ના કહેવાય?

---

પણ કૈકેયી માતા છે તેની સામે થતાં મા ઉપર હથિયાર ચલાવવાં પડવા રૂપી પાપ લાગે છે અને ભારતની સામે થઇએ છીએ તો તે નિર્દોષ નાના ભાઇને મારવા રૂપી પાપ લાગે છે. આમ ત્રણે પાપના પ્રસંગ છે તેમાંથી કયું પાપ કરવું તને પસંદ છે તે કહે?

× ધૃષ્ટ—નિર્લજ્જ, નઠોર, બે શરમ.

+ સહધર્મચારિણી—પતિની સાથે ને સાથે રહીને બધા ધર્મો આચરનારી, સુખ દુઃખમાં સાથે રહીને ભાગ લેનારી તે સ્ત્રી.

( માલિની )

વિધુની પુંઠળ જાયે, રાહુ દ્દોષેય તારા,*
વન તરુ પડતામાં, ભોંય આવેજ વેલા;
કરિણી વળી તજે ના, હસ્તિને પંક ખુંટયા,
ખચિતજ પતિપ્રાણા, નારીના ધર્મ એવા. ૨૫

**ચેટી**—( પ્રવેશ કરીને ) જયજય યુવરાણી! નેપથ્યપાલિની આર્યા રેવા પ્રણામ કરીને વિજ્ઞાપના કરાવરાવે છે કે–અવદ્દાતિકા સંગીતશાળાનું એક વલ્કલ લઇ આવેલી છે તે આ બીજાં નવાં લઇને પાછું અપાવરાવો.

**રામ**—ભદ્રે! લાવ, એ વલ્કલથી સંતુષ્ટ થઇ છે ને અમને હાલ એની જરૂર છે.

( આપીને જાય છે. રામ તે લઇને પહેરે છે. )

**લક્ષ્મણ**—આર્ય ! પ્રસન્ન થાઓ અને

( અનુષ્ટુપ )

માળા ભૂષણ સૌ અર્ધું, આપો છો રૂઢિએ મને; ÷
ત્યારે વલ્કલમાં શું જે, ધર્યા આપેજ એકલે. ૨૬

**રામ**—મૈથિલિ! તમારા દિયેરને વારો.

**સીતા**—સૌમિત્રે! તમે ના આવતા, વીરા!

**લક્ષ્મણ**—ભાભી!

---

* ચંદ્રમા રાહુના દ્દોષવાળો એટલે વખતો વખત રાહુથી ગળાતો રહેતો એવો છે તોપણ તારા–રોહિણી તેની સ્ત્રી તેનો ત્યાગ કરતી નથી પણ સાથે રહે છે, ઝાડ ઉપર ચઢેલી વેલ ઝાડ પડે તો તેની સાથે નીચે પડે છે અને કલણમાં હાથી કળી ગયો હોય છે તો તેને તજીને હાથિણી જતી રહેતી નથી પણ તેના દુ:ખમાં ભાગ લે છે તેમ પતિ એજ છે જેનો પ્રાણ એવી સ્ત્રીઓ સુખ દુ:ખમાં પતિને છોડતી નથી. એ તેમનો પરમ ધર્મ છે ને સીતાજીને એ ધર્મને અનુસરતાં હું વારી શકતો નથી.

÷ લક્ષ્મણ કહે છે કે, આજ સુધી બધુંએ જ્યારે આપ ખાસ ધ્યાનમાં રાખી મને વહેંચી આપતા આવ્યા છો ત્યારે આજે આ વલ્કલ આપે શા માટે એકલેજ ધારણ કર્યાં ? એ પણ મને વહેંચીને આપો.

( અનુષ્ટુપ )

એકલાં પાદશુશ્રૂષા, * ઇચ્છો છો કરવા તમે;
પરંતુ સવ્ય× મારો ને, જમણો આપનો થશે. ૨૭

સીતા—આપો, આર્યપુત્ર! સૌમિત્રિનેએ આપણી સાથે આવવાની રજા આપો, એમને બહુ ખોટું લાગે છે.

રામ—સૌમિત્રે! સાંભળ, વલ્કલો એટલે-

( અનુષ્ટુપ )

તપ સંગ્રામનું ત્રાણ,+ નિયમ હસ્તિની સૃણિ,÷
લગામ ઇંદ્રિયાશ્વોની, ધરી લે ધર્મ સારથિ. ૨૮

લક્ષ્મણ—અનુગૃહીત થયો.

( લઇને પહેરે છે. )

રામ—વનવાસની વાત સાંભળી લોકોએ રાજમાર્ગ રોકી દીધો છે માટે એમને ખસેડી માર્ગ કરાવો.

લક્ષ્મણ—આર્ય! હું આગળ થઇ માર્ગ કરાવું છું, ચાલો.

રામ—મૈથિલિ! હવે ઓઝલ મૂકી દો.

સીતા—જેવી આર્યપુત્રની આજ્ઞા.

( તેમ કરે છે. )

રામ—ભો! ભો! પૌરજનો!

( ઉપજાતિ )

આંસૂ ભરી આંખ મુખે વિલોકો,
કલત્ર× આ છૂટથી આપ લોકો!
નિર્દોષ દૃશ્યા÷ પ્રમદા ગણાયે;
યજ્ઞે વને ને વ્યસને વિવાહે. ૨૯.

કંચુકીય—( પ્રવેશ કરીને ) કુમાર! ન જાઓ, ન જાઓ. આ જુઓને-

---

* પાદશુશ્રુષા=ચરણ સેવા. × સવ્ય-ડાબો. + ત્રાણ-કવચ. ÷ સૃણિ-અકુંશ.
× કલત્ર-સ્ત્રી. ÷ નિર્દોષ દૃશ્યા=જોવામાં દોષ નહિ એવી.

( વસંતતિલકા )

સૂણી વધૂ સહ વને જવું આપકેરૂં,
સૌમિત્રિનું ભઇપણે વળી સાથ રે'વું;
લોટી ઉઠયા રજભર્યા વનહસ્તિ જેવા,
આવે ડગૂમગુ જુઓ નૃપ આમ સામા. ૩૦

લક્ષ્મણ—આર્ય !

( અનુષ્ટુપ )

વનવાસી વિંટ્યા માત્ર–છાલે* તેમાં શું જોવું છે ?

( જરા રહીને )

રામ—ગયે આપણ રાજાજી, શિરસ્થાનો જુએ ભલે. ૩૧

( જાય છે. )

અંક પહેલો પૂર્ણ.

---

* છાલ–વલ્કલ, વનફૂળ, છાલનાં વસ્ત્ર.

## અંક બીજો.

( એક કંચુકીય પ્રવેશ કરે છે. )

કંચુકીય—અરે એ ! કામે લાગેલી પ્રતીહારીઓ ! તમે સૌ હવે પોતપોતાના કામમાં સાવધાન થઈ જાઓ.

પ્રતીહારી—( અંદરથી બહાર આવી ) આર્ય ! કેમ વારૂ ?

કંચુકીય—પોતાના સત્ય વચનને પાળવા માગતા મહારાજ દશરથ, રામને વન જતાં પાછા વાળી શક્યા નહિ તેથી પુત્રવિરહના શોકાગ્નિએ કરી બળ્યાઝળ્યા હૃદયે ઉન્મત્તની માફક ગમેતેમ લવતા હાલ સમુદ્રગૃહમાં* જઇને સુતા છે માટે;

( વસંતતિલકા )

મેરુ ધ્રુજે જયમ યુગ-ક્ષણુ પાસ આવ્યે,
મોટા અગાધ જ્યમ સાગર શોષ પામે;
ઝાંખો જણાય રવિ મંડળ માત્ર જેમ,
લાગે નરેન્દ્ર મતિ દેહથી મંદ તેમ.÷ ૧

પ્રતીહારી—અરેરે ! મહારાજ છેકજ એવા થઇ ગયા !

કંચુકીય—હા. પણ તમે હવે જાઓ.

પ્રતીહારી—આ ચાલી, આર્ય !

( જાય છે. )

કંચુકીય—( સર્વ બાજુ તરફ જોઇને ) અહો ! રામ વનમાં ગયા ત્યાર પછીની તો અયોધ્યા છેકજ સુની પડી ગયેલી લાગે છે. આ જુઓને—

---

* સમુદ્રગૃહ-હિમગૃહ, ઠંડક રહે એવી ગોઠવણવાળું મકાન.

÷ પ્રલયના સમય પાસે આવતાં જેમ મેરુ ડગમગે છે, સમુદ્રો સુકાઈ જાય છે અને સૂર્ય નિસ્તેજ થઈ જઈ આકાશમાં ચકતા જેવો જણાય છે, તેમ આ રાજા દશરથ પણ તેમના કાળ નજીક આવવાથી શરીર અને મનથી નબળા થઈ ગયેલા લાગે છે.

( શાર્દૂલવિક્રીડિત )

હાથી ઘાસ ન લે, હયો ન હહણે આંખો નિગાળે+ ઉભા,
સ્ત્રીઓ બાળક વૃદ્ધ સૌ નગરના લોકો બિચારા અહા !
મૂકી મોજમઝા ગરીબ મૂખડે મોટેથી રોતા અને-
સીતા લક્ષ્મણ રામ જે દિશ ગયાં તે દીશ જોયા કરે. ૨

લાવ ત્યારે હવે હું પણ મહારાજની પાસે જાઉં. ( પરિક્રમણ કરી જોઇને ) અહો ! દુ:સહ પુત્ર વિરહથી ઉત્પન્ન થયેલા શોકને હાળી પરાણે મનને ઠેકાણે રાખી ચાકરી કરતી મહારાણીઓ કૌસલ્યા અને સુમિત્રાથી સારવાર કરાતા એ રહ્યા પેલા મહારાજ તો ! અરેરે ! મહા કષ્ટાવસ્થામાં પડેલા જણાય છે, જુઓને-

( અનુષ્ટુપ )

પડે ઉઠે લવે લોથે, કરે 'હા હેતિ'× એમ ને;
જે દિશાએ ગયા રામ, તે દિશા નિરખ્યા કરે. ૩

લાવ અંદર નજીકજ જાઉં ?

( જાય છે. )

મિશ્રવિષ્કભક.

( પછી યથાનિર્દિષ્ટ રાજા ને રાણીઓ જણાય છે. )

રાજા--( લવારો કરતા )

( વસંતતિલકા )

હા વત્સ રામ ! જગના નયનાભિરામ *
હા વત્સ લક્ષ્મણ ! સલક્ષણ સર્વ ગાત્ર
હા સાધ્વિ મૈથિલિ ! પતિમહિ ચિત્તવાળાં
રેરે ! ગયાં વન ખરેખર છોરું મારાં ? ૪

---

+ આંખો નિગાળે-આંસૂ નિગાળે. × હાહેતિ-હા=અરેરે, હાર એમ.

* જગના નયનાભિરામ-સૌની આંખોને પ્રિય લાગતા, સૌની આંખોને હસાવનાર-આનંદ આપનાર.

અહો નવાઈસ્તો! ભાઈ ઉપરના સ્નેહને લીધે પિતા ઉપરના સ્નેહને વિસરી ગયેલા લક્ષ્મણને જોવાને મારી આંખો કેવી તલસી રહી છે. વળી ક્યાં છે તે વહુ! દીકરા વૈદેહિ!

( અનુષ્ટુપ )

રામે તજાયેલો રે હા! તુચ્છકારેલ લક્ષ્મણે;
નિંદાપાત્ર હું લોકોનો, તજાયો શું તમો વડે? ૫

પુત્ર રામ! વત્સ લક્ષ્મણ! વધૂ વૈદેહિ! બાપુ! કેમ તમે કોઈ મને કશો પ્રતિઉત્તરજ આપતાં નથી? અરેરે! આ બધું કેમ આમ શૂન્ય થઈ ગયું છે અને કેમ કોઈ પણ મને કંઇ જવાબ આપતું નથી? ભાઈલા! કૌસલ્યા પુત્ર! વીરા! ક્યાં ગયો?

( અનુષ્ટુપ )

સત્યસંધ જિતક્રોધ; લોકપ્રિય વિમત્સર!
તૈયાર ગુરુ સેવામાં, તું ન દે ક્યમ ઉત્તર?× ૬

અરેરે! સર્વ જનનાં હૃદય તથા નયનને અભિરામ÷ એવા રામ! તું ક્યાં છે? ક્યાં ગઇ તે તારી મોટી ગુર્વનુવૃત્તિ?+ ક્યાં ગઇ તે તારી શોકાર્તો ઉપરની અનુકંપા?* અને ક્યાં છે તૃણની માફક રાજ્યૈશ્વર્યની અવગણના કરનાર એવો તું રામ? બાપુ! દીકરા! મને વૃદ્ધ પિતાને તજીને અસંબદ્ધ÷ એવા આ વાનપ્રસ્થ ધર્મનું તારે અત્યારે શું પ્રયોજન છે? હા! ધિક્! અરેરે! આ તે કેવું દુઃખ?

---

× સત્યસંધ—સત્યરાશિ, ક્રોધ જેણે જિતેલો છે એવા, લોકને પ્રિય, મત્સર રહિત અને વડીલની સેવામાં હમેશ તૈયાર રહેનાર એવા હે રામ! તું કેમ મને અત્યારે ઉત્તર આપતો નથી? ÷ અભિરામ—આનંદદાયક; ખુશી કરે એવું, સુંદર.

+ ગુર્વનુવૃત્તિ—વડીલોના કહ્યામાં રહેવાપણું; મુરબ્બીઓ જેમ કહે તેમ કરવું તે; કહ્યાગરાપણું. * અનુકંપા—દયા.

÷ અસંબદ્ધ—નહિ બંધબેસતું. દ્વિતીયાશ્રમની વયે વનમાં જવું એ આશ્રમ ધર્મના ક્રમને નહિ બેસતો આવતો ધર્મ—એ ધર્મ સ્વીકારવાનું—વનમાં જવાનું તારે અત્યારે કંઈ પ્રયોજન નથી એવો તાત્પર્યાર્થ છે.

( ગીતિ )

રવિ સમ રામ ગયો કે, લક્ષ્મણ પુંઠળ પળ્યો દિવસ પેર;
રવિ દિન પાછળ છાયા, જેવાં વહુવર જણાય ના ઘેર ? ૭

( ઉંચું જોઇને )

અરે ! હા ! કૃતાંતહતક !+

( અનુષ્ટુપ )

વાંઝિયાં અમને, બીજા રાજાનો પુત્ર રામને;
વને વાઘણ કૈકૈને, એમ કીધું ન કેમ તેં ? ૮

કૌસલ્યા—( રોતાં રોતાં ) શાન્ત થાઓ મહારાજ ! શાન્ત થાઓ. બહુ સંતાપ અને કલ્પાંત કરી કરીને આપ અમસ્તા આપના જીવને ના ઝુરાવો. રામ સીતા ને લક્ષ્મણને તો હવે આપ વનવાસની અવધેજ જોઇ શકશો.

રાજા—અરે ! તમે વળી કોણ છો ?

કૌસલ્યા—અળખામણા પુત્રને જન્મ આપનારી એવી હું કૌસલ્યા.

રાજા—શું ? શું ? સર્વે લોકનાં હૃદય તથા નેત્રને અભિરામ એવા રામનાં જનેતા તમેજ તે કૌસલ્યા કે ?

કૌસલ્યા—હા મહારાજ ! એજ હું અભાગિણી કૌસલ્યા.

રાજા—કૌસલ્યે ! તમારી કુખનેજ ધન્ય છે, કે જેણે રામ જેવા પુત્રને ધારણ કર્યો હતો. અરેરે ! આ શું દુઃખ અને કેવી વિટંબના !

( અનુષ્ટુપ )

હાય રે ! દુઃખ આ મોટું, અસહ્ય લા'ય જેવું હું;
ઇંદ્રિયોથી લુંટાયેલો,× ના ટાળી કે સહી શકું ? ૯

( સુમિત્રા સામું જોઇને )

ત્યારે વળી આ બીજું કોણ છે ?

---

+ કૃતાંતહતક—કાળ.
× ઇંદ્રિયોથી લુંટાયેલો—જેની ઇંદ્રિયોની શક્તિ જતી રહેલી છે એવો—અશક્ત.

કૌસલ્યા--વત્સ લક્ષ્મણુ-

[ આટલું સાંભળતામાં તો બહેબાકળા જેવા તે બેઠા થઈ જઇને ]

રાજા--કયાં છે ? કયાં છે ? મારો લાડકો લક્ષ્મણુ ? મને અરેરે ! કેમ દેખાતો નથી ?

[ બન્ને રાણીઓ ગાભરીગાભરી ઉઠી રાજાને ઝાલી ટેકો આપે છે. ]

કૌસલ્યા--'વત્સ લક્ષ્મણુની જનની સુમિત્રા' એમ હું કહેવા જતી હતી એટલામાં તો તમે અધીરા 'લક્ષ્મણુ' એવું સમજી ગયા.

રાજા--( સુમિત્રા તરફ જોઇને ) અયિ સુમિત્રે !

( અનુષ્ટુપ )

તારોજ પુત્ર સત્પુત્ર, જે અહોરાત રામની-
છાયાપેરે પુંઠે પુંઠે, રે'શે જાતો વને સતી. ૧૦

કંચુકીય--( પ્રવેશ કરીને ) જયજય ! મહારાજ ! અમાત્ય સુમંત્રજી પધાર્યા છે.

રાજા--( ફરીને એકદમ બેઠા થઈ જઇ ) શું મારા રામ સાથે ?

કંચુકીય--ના, એકલાજ; રથ સાથે.

રાજા--એકલાજ રથ સાથે ? અરેરે ! હાય !

( મૂર્ચ્છા ખાઈ પથારીમાં ઢળી પડે છે. )

કૌસલ્યા ને સુમિત્રા--મહારાજ ! શાન્ત થાઓ ! સાવધાન થાઓ.

( પંપાળે છે. )

કંચુકીય—અરેરે ! કેવી કષ્ટાવસ્થા ! આવા મહાન્ પુરુષો પણ જયારે આવી આપત્તિમાં આવી પડે છે ત્યારે એમજ કહેવું જોઇએ કે, દૈવ અનુલ્લંઘનીય છે.* મહારાજ ! સાવધાન થાઓ, સ્વસ્થ થાઓ.

રાજા--( કાંઈક સ્વસ્થ થઇને ) બાલાકે ! સુમંત્રજી શું માત્ર એકલાજ આવ્યા છે ?

---

* અનુલ્લંઘનીય-નહિ ઓલંગી શકાય એવું, અનિવાર્ય.

કંચુકીય—નહિ ત્યારે મહારાજ ?

રાજા—અહો ! કષ્ટ !

( અનુષ્ટુપ )

જો સુનો રથ આવ્યો તો, ભાગ્યો મારો મનોરથ;
નક્કી મનેજ લેવાને, કાળે એ મોકલ્યો રથ. ૧૧

જાઓ એમને ઝટ અંદર લઈ આવો.

કંચુકીય—જેવી મહારાજની આજ્ઞા.

( જાય છે. )

રાજા—( લવારામાં )

( અનુષ્ટુપ )

ધન્ય છે તે તળાવોના, વાયુને જે યથાસુખે;
વિચરંતા અરણ્યોમાં, કરે છે સ્પર્શ રામને. ૧૨

સુમંત્ર—( અંદર આવતાં આમતેમ જોઇને સશોક )

( શાલિની )

આ પોતાનાં કામકાજો મુકીને,
રામસ્નેહે આંસુ આંખે ભરીને;
ચિંતાશોકે ખિન્ન ને દેહદગ્ધ,
નિંદે રોતા રાયને સર્વ ભૃત્ય.× ૧૩

( નજીક જઇને )

જયજય ! મહારાજ ! જયજય !

રાજા—અમાત્ય સુમંત્ર ! 'વડો ક્યાં છે મારો ?'

( માથું ધુણાવી )

ના, ના, એમ નહિ ? મારો નહિ તમારો પણ—

---

× રાજમહેલની અંદરની સ્થિતિનું વર્ણન છે. નોકર ચાકરો પણ મહારાજને નિંદતા રામના વનવાસ માટે કલ્પાંત કરી રહ્યા છે.

( શિખરિણી )

વડો ક્યાં છે રામ ? પ્રિય સુત ! સુમિત્રાસુત કહિં ?
કહિં છે વૈદેહી ? અતિ ગુરુજને ભક્તિ ધરતી;÷
કહાવ્યું છે કો' કૈં ? ધિક ધિક પિતા જે હું મરવા-
પડેલો તેને શું, સકળ જનને શોક કરતા. ૧૪

સુમંત્ર—એવું અમંગળ શા માટે બોલો છો ? થોડાજ સમયમાં વળી આપ તેમને પાછા મળશો.

રાજા—ખરું, મેં અયુક્ત કહ્યું. તે તપસ્વીઓને ઉચિત પ્રશ્ન નથી ? હશે, કહો ત્યારે એ તપસ્વીઓનાં તપ તો સારી રીતે ચાલે છેને ? અરણ્યોમાં ફરતાં વૈદેહીને ખેદ તો નથી થતોને ?

સુમિત્રા—સુમંત ! શરીરે આછાં વલ્કલવાળી ને બાળા છતાં અબાળચરિત્રા* એના સ્વામીની સહધર્મચારિણી સીતા અમને કે મહારાજને કંઈ કહેતી નથી શું ?

સુમંત્ર—સર્વે મહારાજને—

રાજા—ના, ના. હું હૃદયાતુરના શ્રોત્રરસાયન+ અને ઔષધરૂપ એમનાં નામ દઇ દઇને બધું મને બરોબર સંભળાવો.

સુમંત્ર—જેની મહારાજની આજ્ઞા, આયુષ્માન રામ.

રાજા—રામ, આ રામ. નામ શ્રવણથી મને સ્પૃષ્ટ જેવો ભાસે છે. હાં પછી ?

સુમંત્ર—આયુષ્માન લક્ષ્મણ.

રાજા—આ એ લક્ષ્મણ, હાં પછી ?

સુમંત્ર—આયુષ્મતી જનકરાજપુત્રી સીતા.

રાજા—આ એ વૈદેહી, રામ લક્ષ્મણ ને વૈદેહી. સુમંત્ર ! આ ક્રમ કંઇ ઠીક લાગતો નથી ?

---

÷ વડીલો ઉપર બહુજ ભક્તિવાળી વિદેહ રાજાની પુત્રી-વૈદેહી-સીતા.

* અબાળચરિત્રા-પ્રૌઢા-આત્રેદના જેવી સમજુ.

+ શ્રોત્રરસાયન-કાનને પ્રિય લાગે એવું.

સુમંત્ર—ત્યારે કેમ મહારાજ ?

રાજા—રામ વૈદેહી ને લક્ષ્મણ, એમ કહો.

( અનુષ્ટુપ )

અરણ્યો બહુ ભીવાળાં, હોય છે તેથી મૈથિલી;
રામ લક્ષ્મણુની વચ્ચે, સનાથા થૈ રહો તહિં.× ૧૭

સુમંત્ર—વારૂ, એમ મહારાજ. આયુષ્માન રામ.

રાજા—આ તે રામ.

સુમંત્ર—આયુષ્મતી જનકરાજપુત્રી.

રાજા—હા તે વૈદેહી.

સુમંત્ર—આયુષ્માન લક્ષ્મણ.

રાજા—આ તે લક્ષ્મણ. બાપુ ! રામ ! વધૂ વૈદેહિ ! ને વત્સલક્ષ્મણ ! દીકરા ! આવો તમે સૌ મને ખૂબ જોરથી ભેટો.

( અનુષ્ટુપ )

ભેટું છું દેખું છું વારા-ફ્રતીં રાઘવ રામને;
ને હું તેથીજ જીવું છું, ગતાયુ એ ક્રિયામૃતે. ૧૬

સુમંત્ર—શૃંગિવેરપુરે રથમાંથી ઉતરી અયોધ્યાભિમુખ ઉભાં રહી તેમણે સર્વેએ મહારાજને મસ્તક નમાવી કંઇ વિજ્ઞાપના કરવા માંડી, પરંતુ—

( અનુષ્ટુપ )

ધારેલું કૈંક કે'વાને, ઓઠે આવી રહ્યા છતાં;
કંઠશ્લેષ્મે÷ રૂંધાયાથી, અબોલ્યાંજ વને ગયાં. ૧૭

રાજા—અણબોલ્યાંજ વન ભણી ચાલી ગયાં ? અરેરે !

( મોટી મૂર્ચ્છામાં પડે છે. )

---

× અરણ્યોમાં રામ લક્ષ્મણની વચ્ચે સીતા સુરક્ષિત રહે એમ, વળી સીતા મોટી ભોજાઇ માટે તેનું નામ ક્રમે પણ વચમાં જોઇએ.

÷ કંઠશ્લેષ્મે-લાળે ગળું ભરાઈ જવાને લીધે, ડચુરો બાઝવાથી બોલી શક્યાં નહિ.

સુમંત્ર—( ગાભરો ગાભરો ) બાલકે ! જાઓ જઇને પ્રધાનોને કહો કે—મહારાજ અપ્રતીકાર દશામાં પડેલા છે.

કંચુકીય—આ જાઉં.

( જાય છે. )

રાણીઓ—મહારાજ ! સાવધાન થાઓ, સાવધાન થાઓ.

રાજા—( જરા સ્વસ્થ થઇને )

( અનુષ્ટુપ )

મારે અંગે અડો દેવિ ! હું તમોને ન દેખતો;
ગયેલી રામમાં વૃત્તિ,* હજી પાછી વળી નથી ૧૮

પુત્રરામ ! મેં જે સતત ધારેલું તે આ કેઃ—

( શાર્દૂલવિક્રીડિત )

આપી રાજ્ય તને, કરી સુનૃપના લાભે કૃતાર્થ પ્રજા,
તું એ બંધવને બનાવ વિભવી તારા સમા સર્વદા;
એવી શીખ દઇ તપોવનભણી જાવાની ઇચ્છા હતી,
કૈકેએ ક્ષણુ એક માત્ર મહિં હા ! તે ધૂળધાણી કરી. ૧૯

સુમંત્ર ! જાઓ કૈકેયીને કહો કેઃ—

( અનુષ્ટુપ )

થાઓ રાજી ગયો રામ, આ હુંએ મરવા પડયો,
તેડાવી લઇને પુત્ર, શીઘ્ર પાપ પુરૂં કરો. ૨૦

સુમંત્ર—જેવી મહારાજની આજ્ઞા.

રાજા—( ઉંચું જોઇને ) અહો ! શું મારા પિતરો રામકથાના શ્રવણથી સન્દગ્ધ હૃદયવાળા થઇ મને આશ્વાસન આપવા અહિં આવ્યા છે ? અરે ! હા ! કોણુ છે અહિં ?

કંચુકીય—( પ્રવેશ કરીને ) જયતુ ! મહારાજ ! શી આજ્ઞા છે ?

રાજા—પાણી લાવ.

* વૃત્તિ-બુદ્ધિ.

કંચુકીય—( પાણી લઈ આવીને ) આ પાણી, મહારાજ !

રાજા—( આચમન કરી જોઇને )

( પુષ્પિતાગ્રા )

સુરપતિ સખ આ દિલીપ, ને આ-
રઘુ, મુજ પૂજ્ય પિતા અહો ! અજે આ;
અભિગમન તમારું ત્યાં શું મારે,
સમય થયો વસવા તણો જણાવે ? ૨૧

હે રામ ! વધૂ વૈદેહિ ! બેટા લક્ષ્મણ ! આ હુંએ હવે પિતરોની સાથે જાઉં છું.

( ઉંચું જોઈ લવારામાં )

પિતરો ! આ, આ હું આવ્યો.

( મૂર્છામાં પડે છે )

( કંચુકીય પડદો ઢાંકે છે. )

સર્વે—હાય હાય મહારાજ ! હા ! મહારાજ !

( કલ્પાંત કરતાં સૌ ત્યાંથી જાય છે. )

અંક બીજો પૂર્ણ.

## અંક ત્રીજો.

( સુધાકાર પ્રવેશ કરે છે. )

સુધાકાર—( સંમાર્જનાદિક* કરીને મનમાં ) આર્યે સંભવકે બતાવેલું બધુંએ કામકાજ થઇ ગયું, ત્યારે લાવ હવે જરા સૂઈ જાઉં.

( સૂએ છે. )

ભટ્ટ—( પ્રવેશ કરી તથા સુધાકાર પાસે જઈ તેને મારીને ) પાપી દાસીપુત્ર! કેમ કંઇ કામકાજ કરતો નથી ને ખાલી સુતો છે?

( તેને ઝપાટે-મારે છે. )

સુધાકાર—( જાગીને ) મારો ખુશીથી મારો.

ભટ્ટ—મારીશ તો તું શું કરવાનો છે?

સુધાકાર—હું બિચારો શું કરૂં! મને અભાગિયાને કંઈ કાર્તવીર્યની માફક હજાર હાથ છે?

ભટ્ટ—હજાર હાથ હોત તો તું શું કરત?

સુધાકાર—તમને મારત.

ભટ્ટ—આવ ત્યારે તો દાસીપુત્ર! હવે તો તને મુએજ મૂકું.

( મારવા માંડે છે. )

સુધાકાર—( રડતાં રડતાં ) મારો વાંક ગુનો જોયા કે જાણ્યા વગરજ અમસ્તા મને મારશો?

ભટ્ટ—શું તારો કંઇ વાંક ગુનોજ નથી? મેં તને કહ્યું ન હતું કે, રાજકુંવર રામને રાજ્યવિભ્રષ્ટ કર્યોના સંતાપથી સ્વર્ગે ગયેલા મહારાજ દશરથનું પ્રતિમાગૃહ જોવાને માટે અંત:પુરને લઇ મહારાણી કૌસલ્યા વગેરે અત્રે પધારનાર છે માટે બધું ઠીકાઠીક ને સાફસુફ કરી નાંખજે. બોલ તેં શું કર્યું છે?

સુધાકાર—કેમ નથી કર્યું? જુઓને પ્રતિમાગૃહના ગંભારમાંથી કબુતરના માળા કાઢી નાંખ્યા, ભિંતોએ અમૃત જેવા ધોળા ચંદનના

---

* સંમાર્જન-વાળવું.

થાપા માર્યા, ફૂલના હારનાં તોરણ બાંધી બારણાંને શોભાયમાન કર્યાં છે અને રેત પાથરી દઈ આંગણાને રમણીય બનાવ્યું છે, બોલો મેં તમે કહેલું તેમાંનું શું નથી કર્યું? સર્વે કર્યું છે.

ભટ્ટ—ત્યારે હવે વિશ્વાસે ખુશીથી જા. હું પણ જઇને પ્રધાનજીને નિવેદન કરૂં છું કે 'સઘળું ઠીકઠાક કરી નંખાવ્યું છે.'

(બન્ને જાય છે.)

## પ્રવેશક.

(પછી રથ અને સૂત સાથે ભરત આવતો દેખાય છે.)

ભરત—(આતુરતાથી) સૂત! મોસાળમાંના લાંબા નિવાસને લીધે હું અયોધ્યાનાં વૃત્તાંતોથી અજાણ છું; પણ મને ખાતરી લાયક એવી ખબર મળી છે કે, મહારાજનું શરીર સારૂં નથી, બોલ-

(શિખરિણી)

પિતા શાણે માંદા?

સૂત— હૃદય પરિતાપે અતિ ઘણે,

ભરત—કહે છે શું વૈદ્યો?

સૂત— નથિ નિપુણ એમાં ભિષજ× એ;

ભરત—શું ખાયે ક્યાં સૂએ?

સૂત— નિરશન પડ્યા છે ભૂમિ પરે,

ભરત—શું આશા છે?

સૂત— દૈવે,

ભરત— હૃદય થથરે હાંક રથને. ૧

સૂત—જેવી આયુષ્માનની આજ્ઞા.

(રથ ચલાવે છે.)

ભરત—(રથના વેગને જોઈ) અહો! શું આ રથનો વેગ છે, કે જેથી આ બધું-

---

× ભિષજ-વૈદ.

( શિખરિણી )

દ્રુમો દોડંતાં ને, વિષય÷ લઘુ લાગે ઝડપથી,
નદી બ્હે ઉડંતી, જ્યમ પડતી પૈડાંમહિ મહી;
ન દેખાયે આરા, વલય સરખાં ચક્કર દિસે,
ઉડાડેલી ઘોડે, રજ પુંઠળ ના આગળ પડે. ૨

સૂત—આયુષ્માન! વૃક્ષોના ક્યારા સિંચેલા હોવાથી જણાય છે કે, અયોધ્યા હવે ઘણું નજીક હોવું જોઇએ.

ભરત—સ્વજનને મળવાને ઉત્સુક મારૂં મને અહો! કેટલું બધું ઉતાવળું થઇ રહ્યું છે? અને મને એમ થાય છે કે:–

( શાર્દૂલવિક્રીડિત )

જાણે મેં જઈ તાતના ચરણમાં માથું મુક્યું પ્રેમથી,
ને સ્નેહાળ નૃપે વળી ‘સ્વકરથી લીધો મને ઉંચકી;
આવ્યા ત્યાં મમ બંધુઓ ધસમસ્યા ભેગા થઈ ભેટવા,
માતાઓ નયનાંબુએ+ ભિંજવવા લાગી મને વત્સલા.
‘મોટા પૂર્ણ પરાક્રમી નૃપ સમા રાજા અહો આપણા,’
ભૃત્યો* એમ બધા વખાણ કરવા મારાં વળી લાગિયા;
મારી વાણિ વિચિત્ર વેષ પર ત્યાં જાણે મને જોઇને,
લાગ્યા લક્ષ્મણ આદિ સર્વ હસવા એવું હું જોઉં અરે. ૩

સૂત—(મનમાં) મહારાજ મરી ગયા તે નહિ જાણતો આ કુંવર બિચારો પરિણામે નિષ્ફળ મનોરથ કરતો અયોધ્યા આવે છે, પણ અરેરે! જાણતા હોવા છતાંએ આપણાથી એ બધું કંઇ આને કહેવાય છે? નહિસ્તો–

( અનુષ્ટુપ )

પ્રાણ ત્યાગ પિતાનો ને, ઐશ્વર્ય લોભ માતનો;
પ્રવાસ જ્યેષ્ઠ ભ્રાતાનો, કહે એ ત્રણ દોષ કો? ૪

---

÷ વિષય–પ્રદેશ, દેશ. + નયનાંબુએ–આંસુએ. * ભૃત્ય–ચાકર નોકર.

ભટ્ટ—( પ્રવેશ કરીને ) જયજય! કુમાર!

ભરત—શું શત્રુઘ્ન સામા આવ્યા છે?

ભટ્ટ—હા, શત્રુઘ્ન આપને તેડવા સામા આવ્યા છે; પરંતુ ઉપાધ્યાયે કહેવરાવ્યું છે કે-

ભરત—( વચમાંજ ) શું ઉપાધ્યાયે કહેવરાવ્યું છે, કહો?

ભટ્ટ—કૃતિકા હવે એક નાડી× જેટલો સમયજ બાકી રહેલ છે માટે રોહિણી બેઠા પછીજ કુમારે અયોધ્યામાં પ્રવેશ કરવો.

ભરત—ભલે, એમ કરીશું. હું તો હમેશ વડીલો જેમ કહે તેમજ કરતો આવ્યો છું. તમે હવે જાઓ ત્યારે.

ભટ્ટ—જેવી આપની આજ્ઞા.

( જાય છે. )

ભરત—હવે કયાં ખોટી થવું? ભલે અહિં આટલામાંજ. હાં, લાવ ત્યારે આ વૃક્ષોની ઘટામાં આવેલા દેવસ્થાનમાં જઈ વિશ્રામ કરૂં, કે જેથી દેવપૂજા ને વિશ્રાંતિ બેઉ મળે; તથા મોટા લોકનો સમુદાચાર÷ પણ સચવાય કે, 'બહાર જરા વિસામો લઇને પછી નગરમાં પેસવું.' અરે સૂત! અહિં આગળ ત્યારે રથને હવે ઉભો રાખો.

સૂત—જેવી આજ્ઞા.

( રથ ઉભો રાખે છે. )

ભરત—એકાંતે ઘોડાઓ છોડજો.

સૂત—જેવી આજ્ઞા.

( ઘોડાને લઈ જાય છે )

( ભરત પોતે થોડું આગળ વધી જોઇને )

ભરત—ઓહો! ચોખા ને પુષ્પ સાથે મઝેના બલિ મૂક્યા છે, ભિંતો ઉપર ચંદનના થાપા માર્યા છે, બાંધેલાં પુષ્પમાળાઓનાં તોરણોથી મઝેનાં બારસાખ શોભાવેલાં છે અને આંગણામાં મઝેની રેત પાથરી દીધેલી છે ત્યારે શું આજ અહિં કંઈ પર્વ વિશેષ

---

× નાડી-એક ઘડી જેટલો સમય. ÷ સમુદાચાર-રૂઢિ, રીત, વ્યવહાર.

અથવા આસ્તિક્ય આહુનિકના પ્રસંગ જેવું તો નહિ હોય ? કયા દેવતાનું આ સ્થાન હશે ? કારણ કે પ્રહરણ,+ ધ્વજા કે બીજું કંઇ બાહ્ય ચિહ્ન દેખાતું નથી ? ભવતુ, અંદર ગયા પછી જણાશે.

( અંદર પ્રવેશ કરી તથા જોઇને )

અહો ! શું આ પત્થરનું ક્રિયામાધુર્ય છે ? અહો ! કેવી દેવતાઈ મૂર્તિઓ છે અને દેવતાઓને ઉદ્દેશીને બનાવેલી પ્રતિમાઓમાં કેવો માનુષ વિશ્વાસ આણેલો છે ? આ કયા ચાર દેવોની ચોકડી હશે ? ભલે, ગમે તે દેવતાઓ હો, પરંતુ મને તો જોતાંજ આનંદ ઉત્પન્ન કરે છે.

( અનુષ્ટુપ )

દેવ છે એમ જાણીને, યુક્ત શીર નમાવવું;
પ્રતિષ્ઠા ન કરેલાને, વંદ્યું વાર્ષલ* જાણવું. ૫

દેવકુલિક—( પ્રવેશ કરીને ) નિત્ય કર્મથી પરવારી હજી તો હું જમવાની તૈયારી કરૂં છું એટલામાં કોણ એ પ્રતિમાઓની જાણે નાની જંગમ આકૃતિજ હોય નહિ એવું અંદર ગયું ? લાવ જોઉં જોઇએ ? અંદર જતાં જણાશે.

( પ્રતિમાગૃહમાં જાય છે. )

ભરત—નમસ્કાર.

દેવકુલિક—અરે ! જો જો પ્રણામ કરતા ?

ભરત—કેમ ?

( અનુષ્ટુપ )

વક્તવ્ય કૈંક છે શું ? વા, વિશિષ્ટ× કાર્ય કૈં રહ્યું ?
પ્રતિષેધ કરે કેમ ? દાખવે વા પ્રભુત્વ શું ? ૬

---

+ પ્રહરણ–નિશાનનું ત્રિશૂલ, * વાર્ષલ–શૂદ્ર સંબંધી.

× વિશિષ્ટ–એવો ભાવાર્થ છે કે, એને કંઇ કહેવાનું હશે, કંઇ સમુદાચારની ભૂલ થઈ હશે કે પોતાનું પ્રભુત્વ અધિકાર બતાવતો હશે ? કેમ પ્રતિષેધ કરતો હશે ?

દેવકુલિક—ના ના, એવું કંઇ ખાસ કારણ નથી, માત્ર એટલુંજ કે, બ્રાહ્મણ હોય તે આ પ્રતિમાઓને દેવ ધારીને ભૂલથી પ્રણામ ન કરે, કારણ કે, આ પ્રતિમાઓ દેવની નહિ પણ ક્ષત્રિય રાજાઓની છે.

ભરત—એમ. કયા ક્ષત્રિય રાજાઓની પ્રતિમાઓ છે ને તેમનાં નામ શું ?

દેવકુલિક—ઇક્ષ્વાકુરાજાઓ.

ભરત—(હર્ષથી) ઇક્ષ્વાકુઓ! અયોધ્યાના મહારાજાઓ, અહો શું!

(સ્રગ્ધરા)

આ તે જે મોખરે રે' અસુર પુર વધે, સર્વદા દેવતાને,
આ તે જે સ્વર્ગે જાયે, નિજ સુકૃતવડે, સાથ લૈ દેશને તે;
આ તે જે સર્વ પૃથ્વી, નિજ ભુજ બળથી, જીતિને મેળવે તે,
આ તેજે મૃત્યુથી ના, ઝટપટ કરમાં, આવતા શોધતાં તે.* ૭

અહો! અણધાર્યુંજ આજે મને આ મોટું ફળ પ્રાપ્ત થયું. તમે મને આ પ્રતિમાઓ ઓળખાવશો ?

દેવકુલિક—હા. સર્વ રત્નની પ્રાપ્તિ થાય એવો વિશ્વજિત યજ્ઞ કરનાર ને ધર્મપ્રદીપને પ્રજ્વલિત કરનાર આ મહારાજા દિલીપની પ્રતિમા છે.

ભરત—(પ્રતિમાપ્રતિ) ધર્મપરાયણ મહારાજા! તમને મારા નમસ્કાર છે. વારૂ, આ બીજી પ્રતિમા કોની છે ?

દેવકુલિક—જેને ઉઠતાં અને બેસતાં હજારો બ્રાહ્મણોનાં વૃંદો પુણ્યાહવાચનોની+ દક્ષાનો મંગળ ધ્વનિ કર્યા કરતાં હતાં એવા આ મહારાજા રઘુ.

---

* ઇક્ષ્વાકુ વંશના રાજાઓનાં પરાક્રમ વર્ણવતાં કહે છે કે આજ તે રાજાઓ કે જે દેવાસુર સંગ્રામમાં દેવને મોખરે રહે છે, પોતેજ નહિ પણ પોતાની પ્રજાઓ સુધ્ધાં જે સ્વર્ગ પ્રાપ્ત કરે છે ને એમને એમ નહિ પણ પોતાના ભુજ બળે પૃથ્વી પ્રાપ્ત કરે છે અને તેજ આ રાજાઓ કે જે શોધવા છતાં પણ ઝટ મૃત્યુને હાથ આવતા નથી. + પુણ્યાહવાચન-આ પુણ્યનો દિવસ છે એમ યજમાનને બ્રાહ્મણે ત્રણ વાર આશિષ વચન કહેવું તે, કોઈ પણ યજ્ઞ વ્રતાદિની પૂજા કરતા પહેલાં આ આશીર્વાદ દેવામાં આવે છે.

ભરત—ખરેખર મૃત્યુજ બળવાન છે, કારણ કે, એવાં પુણ્યાહવાચનોની રક્ષાનું પણ તે અતિક્રમણ કરી ગયું. બ્રાહ્મણજનોએ જેમને રાજ્ય ફળ સમજાવેલું હતું એવા મહારાજ રઘુ! તમને મારા પ્રણામ છે. વારૂ, પેલી કોની પ્રતિમા છે?

દેવકુલિક—પ્રિયાવિયોગ નિર્વેદને લીધે રાજ્યભાર તજી દેનાર અને નિત્ય અવભૃથ× સ્નાન કરવાથી શાંત પડેલા રજોગુણવાળા આ મહારાજ અજ.

ભરત—જેનો પશ્ચાત્તાપ પણ શ્લાઘનીય છે એવા મહારાજ અજ! તમને મારા નમસ્કાર છે.+

( દશરથની પ્રતિમા જોઈ પર્યાકુળ થઈ )

બહુમાનથી વ્યગ્ર મને સુવ્યક્ત હોવા છતાં નહિ ઓળખાતા આ કોણ છે? તે હવે મને કહો?

( દશરથ મરી ગયેલા છે તે છુપાવવા ગોથ મારીને )

દેવકુલિક—આ દિલીપ.

ભરત—હા, એ દિલીપ, પિતાજીના પિતામહ; પછી?

દેવકુલિક—આ મહારાજા રઘુ.

ભરત—હા, મહારાજાના પિતામહ; પછી?

દેવકુલિક—આ મહારાજા અજ.

ભરત—હા, એ પિતાજીના પિતા; પણ આ કોણ?

દેવકુલિક—( ઉડાવતો ) આ દિલીપ, આ રઘુ અને આ અજ.

ભરત—હું તમને બીજું કંઇ પૂછું છું. શું જીવતાની પ્રતિમા કરીને મુકાય છે?

---

× અવભૃથ–યજ્ઞની સમાપ્તિનું સ્નાન.

+ જુઓ કાળિદાસે રઘુવંશમાં રામના પૂર્વજોનો આજ ક્રમ રાખેલો છે. દિલીપ, રઘુને અજના ચરિત્રનું જે ટુંકું સૂચન આમાં છે તે રઘુવંશમાં વિસ્તારથી લખાયેલું છે. જે વૃત ઇતિહાસ ભાસના જાણવામાં હતાં તેજ કાળિદાસના જાણવામાં હતાં. ઇતિવૃત્તો, લોકાચારો, ગૃહાચારો ને વ્યવહારોના જે સંસ્કાર ભાસ ઉપર હતા તેજ કાળિદાસ ઉપર પડેલા સ્પષ્ટ જણાઇ આવે છે.

દેવકુલિક—ના, માત્ર અતિક્રાંતનીજ પ્રતિમાઓનુ સ્થાપન થાય છે.

ભરત—હાં, એજ ત્યારે હું તમને પૂછું છું.

દેવકુલિક—રહો. ( મનમાં )

( અનુષ્ટુપ )

જેણે પ્રાણો અને રાજ્ય, સ્ત્રી શુલ્કાર્થે* તજેલ છે;<br>
તે અજાત્મજની÷ મૂર્તિ–માટે આ મુજને પૂછે? ૮

( સમજી જઇને )

ભરત—હા! તાત!

( મૂર્છા ખાઈ ભૂમિપર ઢળી પડે છે પણ થોડીવારે ભાનમાં આવી– મનમાં પોતેજ પોતાને કહે છે કે )

( માલિની )

હૃદય! શક તને જે, આવતો'તો ખચીત,<br>
મરણ પિતુતણું તે, સૂણ તું રાખી ધીર;<br>
મુજ તનુ અડકયાથી, શુલ્ક એ નીચ શબ્દ,<br>
અશુચિ થઇ ખરે હા! શુદ્ધિને થાય યોગ્ય. ૯

દેવકુલિક—આર્ય! 'આર્ય' એ તો ઇક્ષ્વાકુઓના કુળની બોલચાલનો શબ્દ છે. શું આપ કૈકેયી પુત્ર ભરત છો?

ભરત—હા, કૈકેય નહિ પણ દશરથ પુત્ર ભરત છું.

દેવકુલિક—તેજ હું પૂછું છું.

ભરત—ત્યારે બાકીનું બધું મને કહો?

દેવકુલિક—( મનમાં ) અરેરે! હવે શું કરવું?

( પ્રકાશ )

સાંભળો ત્યારે. મહારાજ દશરથ સ્વર્ગે ગયા પરંતુ સીતા અને લક્ષ્મણ સાથે રામ વનગમનનું પ્રયોજન હું જાણતો નથી.

ભરત—શું કહ્યું? શું? રામ વનમાં ગયા?

---

* શુલ્ક–સ્ત્રી ધન. ÷ અજાત્મજ–દશરથ.

( મોટી મૂર્ચ્છામાં પડે છે. )

દેલકુલિક--કુમાર! સાવધાન થાઓ, સાવધાન થાઓ.

ભરત--( સાવધાન થઇ )

( અનુષ્ટુપ )

તજેલી તાત ને ભ્રાતે, અયોધ્યા અટવી+ બની;
તર્સ્યો સુકી નદી સામો-જાયે તેમ જઉં તહિં. ૧૦

આર્યે! વિસ્તારથી તમે મને બધું કહેશો ત્યારેજ હવે તો મારૂં મન સ્થિર થશે, માટે અથેતિ સઘળું વૃત્તાંત કહો.

દેવકુલિક--સાંભળો; જ્યારે મહારાજ દશરથ કુમાર રામચંદ્રને રાજ્યાભિષેક કરતા હતા ત્યારે તમારાં માતાએ ત્યાં જઇને આમ કહ્યું-

ભરત--બસ કરો બસ.

( કપાળે હાથ દઇ )

( સ્રગ્ધરા )

સંભારી દાયજો તે, 'મમ સુત નૃપ હો' એવું માગી લીધું ને,
દુષ્ટાએ ધૈર્યથી હા! કહ્યું 'સુત વન જા' એવું શ્રીરામને એ;
તેઓને ચીરવાળાં, નિરખી કુમરણે, રાય મુઆ અને હા!
લોકોના ઠોક બાકી, મુજ પર પડવા માંડિયા છે પછી આ. ૧૧

( ફરીને મૂર્ચ્છા પામે છે. )

( નેપથ્યમાં )

દેવીઓ! ચાલો હવે અહિં આગળ તમે ઉતરી પડો.

( નેપથ્યમાંનું વાક્ય સાંભળીને )

દેવકુલિક--અહો! આવી પહોંચ્યાં.

( અનુષ્ટુપ )

મૂર્ચ્છાગત થતાં પુત્ર, પ્રસંગે આવી દેવિયો;
માતાના હાથનો સ્પર્શ, થાઓ આને સુધા સમો. ૧૨

---

+ અટવી-વન.

[ રાણીઓ ને સુમંત્ર વગેરે પ્રવેશ કરે છે. ]

**સુમંત્ર**—આમ આમ મહારાણી! આમ.

( વંશસ્થોપજાતિ )

નૃપાલ કેરી પ્રતિમાનું દેરું આ,
પ્રાસાદને* દુર્લભ જેની ઉચ્ચતા;
ઇચ્છા પ્રમાણે જહિં આવતા જતા,
ઢાળો કરે પાંથ ખુશી થકી સદા. ૧૩

[ પ્રતિમાગૃહમાં ડોકિયું કરી ]

ઉભાં રહો, અંદર ના આવતાં, કારણ કે—

( અનુષ્ટુપ )

રાજા જેવો પડચો છે આ, અહિં કોઇ જુવાનિયો;
**દેવકુલિક**—' ન કરો પરની શંકા, એ છે ભરત આપણો. ૧૪

( આમ કહીને તે જતો રહે છે. )

( પાસે જઇ )

**દેવીઓ**—હા! પુત્ર ભરત!

( તેની ઉપર હાથ ફેરવે છે. )

**ભરત**—( શ્વાસ લઇને ) આર્ય!

**સુમંત્ર**—જયતુ મહા—( આમ અડધું બોલી ) અહો! શું સ્વરનું પણ સાદૃશ્ય છે? જાણે પ્રતિમામાં રહેલા મહારાજ દશરથ પોતેજ બોલતા ના હોય?

**ભરત**—( સુમંત્રને ) માતાઓની શી અવસ્થા છે?

**દેવીઓ**—( સાથેજ ) બેટા! અમારી તો હવે આ અવસ્થા છે.

( અંતરપટ—ઓઝલ કાઢી નાંખે છે. )

**સુમંત્ર**—દેવિ! બહુ અધીરાં ન પડી જાઓ.

---

* પ્રાસાદ—મહેલ.

( સુમંત્ર સામું જોઇને )

ભરત—તમારૂં બોલવું ચાલવું વગેરે બધો વિવેક વ્યવહાર મને સૂચવે છે કે, આપ પૂજ્ય સુમંત્રજી છો ?

સુમંત્ર—કુમાર ! એજ હું સુમંત્ર-

( ઉપજાતિ )

ઘેરાયેલો દીર્ઘ વયાપરાધે,
વિટંબના ખષ્ટ કૃતઘ્ન ભાવે;
આ તેજ ભૂપાળ જવા છતાં હા !
જીવું હું સુના રથનો નિયંતા × ૧૫

ભરત—હા ! તાત ! ( ઉઠીને ) સુમંત્રજી ! હવે મને યથાક્રમે માતાઓને અભિવંદન કરાવરાવો.

સુમંત્ર—વારૂ. આ જુઓ તમારાં વડાં માતાજી–રામનાં જનની દેવી કૌસલ્યા.

ભરત—માતાજી ! અનપરાધી એવો હું આપને અભિવંદન કરૂં છું.

કૌસલ્યા—પુત્ર ! સંતાપ રહિત થઈ રહે.

ભરત—( મનમાં ) આમણે તો ક્રોધ દેખાડયો.

( પ્રકાશ )

અનુગ્રહ થયો માતાજી !

સુમંત્ર—આ તે લક્ષ્મણનાં જનની દેવી સુમિત્રા.

ભરત—માતાજી ! લક્ષ્મણ સાથે બહુ સંબંધવાળો હું આપને અભિવંદન કરૂં છું.

સુમિત્રા—દીકરા ! હમેશ યશોભાગી થા.

ભરત—માતાજી ! હું તે માટે યત્ન કરીશ; અનુગ્રહ થયો.

સુમંત્ર—અને આ તમારાં જનની.

ભરત—( રોષથી ઉઠીને ) અરે પાપિણિ !

---

× લાંબા આવરદા રૂપી અપરાધે ઘેરાયેલો ને કૃતઘ્નભાવથી ખષ્ટ હું અભાગિયો રાજા ગયા તેમ છતાં પડી રહ્યો છું.

( અનુષ્ટુપ )

ગંગા ને યમુના વચ્ચે, વ્હેતી કુનદીના સમી;
આ બે મારી જનેતાઓ—વચ્ચે તું શોભતી નથી. ૧૬

કૈકેયી—પુત્ર ! એવું તે મેં શું કર્યું છે જે ?

ભરત—હેં ! તેં શું કર્યું છે ? જો—

[ હરિણી ]

અપજશ મને, મૃત્યુ ચીરો, દિધાં નૃપ રામને,
પુરજન કિધાં રોતાં, કાઢયા વને વળી લક્ષ્મણે;
રખડતી કરી વ્હોને, દુઃખી સુતપ્રિય માતને,
ધિક વચનથી, તીખાં જાતે, ગણાઇ ભુંડી તુંએ. ૧૭

કૌસલ્યા—પુત્ર ! સર્વ રીતભાત અને વિવેકવાળો તું તારી માતાને કેમ વંદન કરતો નથી ?

ભરત—માતાજી ! તમેજ મારાં માતાજી છો, અને તમને અભિવંદન કરૂં છુંજ.

કૌસલ્યા—નહિ, નહિ. આ તારી જનની.

ભરત—પહેલાં હતી, હવે નહિ.

( શાલિની )

આડે માર્ગે ચાલવાથી કરાય,
પ્રીતિ મૂકી પુત્રનેએ અપુત્ર;
હુંએ લોકે સ્થાપવા પૂર્વ ધર્મ,
ભર્તૃદ્રોહે ના ગણું માત માત.÷ ૧૮

કૈકેયી—પુત્ર ! મહારાજનું સત્ય વચન રાખવાને મેં તે બધું કર્યું છે.

ભરત—શું ? શું ?

કૈકેયી—એમ કે, 'મારો પુત્ર રાજા થાય.'

ભરત—રામ ત્યારે તને કોણ થાય ?

---

÷ ધર્મશાસ્ત્રોએ અને કુળ પરંપરાએ સ્થાપિત ધર્મને ન પાળ્યો માટે એ મારી માતા નહિ. એ ધર્મ સ્થાપવા માટે હું તેને ધિક્કારૂં છું.

( અનુષ્ટુપ )

શું એ ઔરસ+ ન્હોતા ને, ન શું ગાદી મળે ક્રમે ?
પ્રજાને રુચતું ન્હોતું, કે ન્હોતા પ્રિય બંધુને ? ૧૯

કૈકેયી—ઓધનના લોભે એમ કર્યું કે કેમ, તે તારે પૂછવું જોઇએ ?

ભરત—

( અનુષ્ટુપ )

વલ્કલે હત રાજ્યશ્રી, પાળા ઓસહ ચાલતા;
કાઢિયા વનવાસે તેં, શુલ્કે શું માગ્યું અન્યથા. ૨૦

કૈકેયી—ઠીક, આનો ખુલાસો કોઇ પ્રસંગે કરીશ.

ભરત—

( માલિની )

યશ ન પ્રિય હતો જો, તો વખાણ્યો મને શે ?
નૃપતિ, નૃપ કુલેચ્છા, હોત તો દેત નિશ્ચે;
વળી કદિ ‘ નૃપ માતા, ’ શબ્દ વ્હાલો હતો તો,
રઘુવર શું નહોતા, પુત્ર તારા કહે જો ? ૨૧

અરેરે ! તેં બહુ ખોટું કર્યું, બહુ ખોટું કર્યું.

( શિખરિણી )

ગણ્યું ના રાજાનું, મરણ પણ તેં રાજ્ય ઇછતી,
‘ વને જાઓ ’ એવું વડિલ સુતને તેં કહ્યું વળી;
ન જોતાં જે ફાટી, જનકતનયા વલ્કલવતી,
શું છાતી તે તારી, ઘડાઈ વિધિએ વજ્ર સરખી. ૨૨

સુમંત્ર—કુમાર ! પ્રજાજનો સાથે વસિષ્ઠ ને વામદેવ વગેરે ઋષિયો અભિષેકની સામગ્રી લઇને અહિં આવેલા છે અને વિનંતિ કરે છે કેઃ—

+ ઔરસ-ખરેખરો બાપનો પુત્ર-વારસ.

( અનુષ્ટુપ )

ગોપ રક્ષા વિના જેમ, આયો સૌ રખડી પડે;
વિના રાજા પ્રજા તેમ, નક્કી ઉચ્છિન્ન થાય છે. ૨૩

ભરત—પ્રજાજનો ! મારી પાછળ પાછળ આવો ત્યારે.

સુમંત્ર—અભિષેક રહેવા દઇને તમે ક્યાં જાઓ છો ?

ભરત—અભિષેક ! આ ( કૈકેયી બતાવી ) ને નિવેદન કરો.

સુમંત્ર—પરંતુ તમે ક્યાં જાઓ છો ?

ભરત—

[ અનુષ્ટુપ ]

ત્યાં જઇશ હશે જ્યાં એ, લક્ષ્મણપ્રિય રાઘવ;
નાયોધ્યા* તે અયોધ્યા એ, જ્યાં હોયે મમ બાંધવ.

( સર્વે જાય છે. )

અંક ત્રીજો પૂર્ણ.

* નાયોધ્યા-અયોધ્યા નહિ તે.

## અંક ચોથો.

( બે ચેટીઓ પ્રવેશ કરે છે. )

વિજયા—હલા નંદનિકે! કહે તો ખરી કે, કૌસલ્યા પુરઃસર તમે સૌ અંતઃપુરજન આજ પ્રતિમાગૃહ જોવાને ગયાં હતાં, ત્યાં શું તમને કુમાર ભરત મળ્યા ? હું અભાગિણી અરેરે ઘર સાચવવા અહિંજ રહી ગઇ.

નંદનિકા—અમે તો રાજપુત્ર ભરતને ત્યાં જોઇને અજબજ થઈ ગયાં.

વિજયા—રાજકુંવરે રાણી કૈકેયીને કંઈ કહ્યું ?

નંદનિકા—કહે શું ? એમણે તો તેમનું મોં જોવાની ઇચ્છાએ ન કરીને.

વિજયા—અહો ! એ તો બહુજ ખોટું. રાજ્યલોભી એમણે રાજકુમાર રામને રાજ્યભ્રષ્ટ કરતાં પોતે વૈધવ્ય* વહોરી લીધું અને લોકોને પણ દુઃખી કર્યા. ખરેખર રાણી કૈકેયી બહુ નિર્દય! એમણે બહુ ભુંડું કર્યું.

નંદનિકા—હલા! સાંભળ તો ખરી. પ્રજાજનો અભિષેક લઇને ત્યાં આવ્યા, તેનો સ્વીકારે ન કરતાં કુંવર ભરત તો ત્યાંથી બારોબાર રામતપોવન તરફ ચાલી ગયા.

વિજયા—એમ થયું કે ? વારૂ, ચાલ ત્યારે હવે આપણે પણ જઇને રાણીજીને મળીએ.

( જાય છે. )

## પ્રવેશક.

---

( પછી સુમંત્ર સૂત ને રથ સાથે ભરત પ્રવેશ કરે છે. )

ભરત— ( વસંતતિલકા )

સ્વર્ગે ગયા સ્વસુકૃતો લઇને નૃપાળ,
તે બાદ હુંય રડતા પુરલોક સાથ;
આ જાઉં સુંદર તપોવન માંહિ આજે,
જોવા બીજો જગત ચંદિર રામ નામે.×

---

* વૈધવ્ય-વિધવાપણું, રંડાપો.

× સ્વર્ગે ગયા સુકૃત સાથસુ રાય બાદ, રોતાં પ્રજાજન લઇ વળી હુંય આજ; જાઉં મનોહર તપોવનમાં સહર્ષ, રામાભિધાન જગના અપરેન્દુ પાસ. ચંદિર—ચંદ્ર.

સુમંત્ર—અહો! આ-આ આયુષ્માન ભરત, કે જે-

(વસંતતિલકા)

દૈત્યેન્દ્ર માન મથનારતણો સુપુત્ર,
યજ્ઞોપયુક્ત વિભવી અજરાજ પૌત્ર;
કર્તા પિતુ પ્રિય જગત્પ્રિય રામકેરો,
આ બંધુ રામ સરખે પથ ચાલનારો.÷ ૨

ભરત—ભો તાત!

સુમંત્ર—કુમાર! આ રહ્યો હું.

ભરત—ક્યાં છે મારા વડીલ રામચંદ્રજી? ક્યાં છે મહારાજના પ્રતિનિધિ? ક્યાં છે સારવાન પુરુષોમાં દૃષ્ટાંતરૂપ અને રાજ્યલોભી કૈકેયીના પ્રત્યાદેશ+ રૂપ રામચંદ્રજી? ક્યાં છે એ સત્યને અનુસરનાર, યશનું પાત્ર અને નૃરપતિ દશરથના પુત્ર?

(અનુષ્ટુપ)

જેણે લક્ષ્મી તજી મારી, માતાનું કરવા પ્રિય;
તેમને મળવા ઈચ્છું, એ મારું મોટું દૈવત. ૩

સુમંત્ર—કુમાર! આજ આશ્રમમાં હોય એમ લાગે છે, કારણ કે:-

(અનુષ્ટુપ)

રામ લક્ષ્મણ ને સીતા, યશસ્વીઓ જહિં રહે;
સત્ય ભક્તિ અને શીલ, ત્યાં શરીરી થઇ વસે* ૪

ભરત—ત્યારે રથ હવે ઉભો રાખો.

સૂત—જેવી આયુષ્માનની આજ્ઞા.

(તેમ કરે છે)

---

÷ દૈત્યના રાજાનું માન ઉતારનારનો પુત્ર અને યજ્ઞને ઉપયુક્ત વૈભવવાળા રાજાનો પૌત્ર, ભાઇ ને બાપનું પ્રિય કરનાર જગતને પ્રિય રામનો રામ જેવેજ માર્ગે ચાલનારો આ તેમનો ભાઈ ભરત છે. + પ્રત્યાદેશ-નિરાકરણ, પાછોઃ ઠપકો.

* રામનું સત્ય, લક્ષ્મણની ભક્તિ ને સીતાનું શીલ.

ભરત—( રથમાંથી ઉતરીને ) સૂત ! એકાંતે ઘોડાઓ છોડજો.

સૂત—જેવી આયુષ્માનની આજ્ઞા.

( જાય છે. )

ભરત—સુમંત્ર ! હવે એમને ખબર આપો.

સુમંત્ર—કુમાર ! કેમ ને કેવી રીતે ખબર આપવી ?

ભરત—એવી ખબર આપો કે, રાજ્યલોભી કૈકેયીનો પુત્ર ભરત મળવા આવ્યો છે.

સુમંત્ર—કુમાર ! બહુ થયું, હવે ગુરુજનને દોષ ન દીધા કરો.

ભરત—સારૂ. બીજાનો દોષ કાઢ્યા કરવો એ ન્યાય નહિ, ત્યારે એમ કહો કે, ઇક્ષ્વાકુકુલને હીણું લગાડનાર ભરત મળવા આવ્યો છે.

સુમંત્ર--કુમાર ! મારાથી એવું ના કહેવાય ? માત્ર ‘ ભરત આવ્યો છે ’ એમ કહો તો કહું.

ભરત--ના, ના. એકલું નામ લેવું.-એ તો કંઇ પશ્ચાત્તાપ થયોજ નથી એવું બતાવે. શું બ્રહ્મહત્યારો પોતાનું પાપ બીજા પાસે નિવેદન કરાવરાવે ? ત્યારે તમે રહેવા દો, હુંજ ખબર આપું છું. ( આશ્રમદ્વારમાં જઇ ) અરે કોણ છે અહિં ? પિતાનું વેણ રાખનાર પૂજ્ય રામચંદ્રજીને ખબર કરો કેઃ--

( અનુષ્ટુપ )

નિર્ઘૃણી ને કૃતઘ્ની ને, પ્રાકૃત પ્રિયસાહસ-
ભક્ત કોઇક આવ્યો છે, તે જાએ કે ઉભો રહે ?× ૫

( પછી સીતા લક્ષ્મણ સાથે રામ પ્રવેશ કરે છે. )

રામ--( સાંભળીને સહર્ષ ) લક્ષ્મણ ! તું કંઇ સાંભળે છે ! વિદેહ રાજપુત્રી સીતે ! તમે કંઇ સાંભળ્યું ?--

---

× નિર્ઘૃણ-નિર્દય, કૃતઘ્ન-અપકારી.

( વસંતતિલકા )

સ્નેહે ભર્યો શ્રવણને પ્રિય લાગતો ને,
મારે મને ભઈની ક્ષેમ કરાવતો તે;
ગાંભીર્યથી જિતિ જતો ઘન ગર્જનાને,
કો'નો પિતાજી સરખો સુર આ સુણાયે.÷ ૫

**લક્ષ્મણ**--આર્ય! મને પણ ખરેખર સાદ તો બંધુજનનોજ ભાસ કરાવે છે. આ જુઓને-

( શિખરિણી )

છુટયો છાતીમાંથી, ઘણુઘણુ થઇને નિકળતો,
બની ભારે કંઠે, સમદ વૃષ શો સ્નિગ્ધ મધુરો;
મુખે આવી ચોખ્ખો, સ્ફુટવરણ થાતો સ્વર રુડો,
ન ચારે વર્ણોને, જયમ અભય દેવા વ્યવહર્યો.+ ૭

**રામ**--ખચીત, આ કોઇ પરજનનો સાદ હોય, એમ નથી લાગતું, કારણ કે, તે મારા હૃદયને ગદ્ગદ કરી રહ્યો છે. લક્ષ્મણ! જો, જો, કોણ છે વારૂ?

**લક્ષ્મણ**--જેવી આર્યની આજ્ઞા.

( પરિક્રમણ કરીને જાય છે. )

**ભરત**—અરે! કેમ કોઇ પ્રતિઉત્તરજ આપતું નથી? 'હું કૈકેયીનોજ આખરે પુત્ર છું અને તે આવ્યો છે' એમ જાણીને તો આમ નહિ હોય?

**લક્ષ્મણ**—( જોઇને ) અરે! આ શું? આર્ય અહિં કયાંથી? ના ના, આ તો એમના જેવુંજ બરોબર રૂપ છે.

---

÷ મારા પિતાના સાદને બરોબર મળતો, ગંભીરતાએ મેઘનાદનો પરિભવ કરતો હોય એવો, મારા હૃદયમાં બંધુશંકા કરાવતો અને પ્રિય લાગતો આ સ્વર સ્નેહ ભર્યો સંભળાય છે.

+ ચારે વર્ણોને જેમ અભય આપવા ઉચ્ચરાયો હોય એવો આ ઘન, સ્પષ્ટ, ધીરો, મદભર્યા વૃષભના જેવો સ્નેહાળ ને મધુર છાતીમાં થઇને ગળામાં આવતાં હલકદાર તથા ઓઠને જિહ્વાએ વદાતાં અક્ષરે અક્ષર વિંણી લઇએ એવો સ્ફુટ આ સ્વર છે.

(હરિણી)

રઘુવર સમું, મોં રૂપાળું, શશાંક મનોહર,
મુજ જનક શી, છાતી પોળી, સુરારિશરક્ષત;
ભભક ભરિયો, તેજો રાશિ, જગત્પ્રિયદર્શન,
વિબુધપતિ કે, આ તે જાતે, બીજો મધુસૂદન ?* ૮

(સુમંત્રને જોઈ)

કોણ તાત સુમંત્ર ?

સુમંત્ર—અહો ! કુમાર લક્ષ્મણ ?

ભરત—એમ, આજ તે કે ? આર્ય ! હું આપને અભિવંદન કરૂં છું.

લક્ષ્મણ—આવ, આયુષ્માન થા. (સુમંત્રને) તાત ! આ કોણ ?

સુમંત્ર—કુમાર !

(ઉપજાતિ)

રઘુથી ચોથો અજથી તૃતીય,
પિતાથકી ને તમથી દ્વિતીય;
કુટુંબના મેરથી ને તમોથી,
નાનો તમારો ભાઈ ભીડભાથી.

લક્ષ્મણ—આવ ભાઈ ઇક્ષ્વાકુકુમાર ! આવ. સ્વસ્તિ ! આયુષ્માન ભવ.

(માલિની)

અનુપમ બળ શાળી, દૈત્ય સંગ્રામ વીરો,
પવિકસ ધનુવાળા, આપણા પૂર્વજો શો;
રઘુસમ નિધિ યજ્ઞ, અર્ચનારા સમાન,
જગમહિ ચળકંતા, થા ગુણોનું તું પાત્ર.× ૧૦

---

* રામના જેવું અનુપમ ને ચંદ્ર જેવું મનોહર મુખ છે, સુરારિ=દૈત્યના શરથી ક્ષત–ઘવાયેલી મારા પિતાના જેવી વિશાળ છાતી છે, ધુતિ–પ્રકાશના ભભુકાથી ભરેલો તેજના ઢગલા જેવો અને જગતને જોતાં વ્હાલ ઉત્પન્ન કરે એવો આ રાજા તે વિબુધપતિ–ઈન્દ્ર છે કે જાતે મધુસૂદન ભગવાન પોતે છે ?

× પવિકસ=વજ્રની સાથે કસોટીમાં ઉતરેલા.

ભરત—અનુગ્રહ થયો.

લક્ષ્મણ—કુમાર! અહિં ઉભા રહો, હું તમારૂં આગમન આર્યને નિવેદન કરી આવું?

ભરત—એમને અભિવંદન કરવાને હું બહુ આતુર થઇ રહેલો છું માટે જાઓ, જલદી નિવેદન કરો.

લક્ષ્મણ—વારૂ. ( અંદર રામ પાસે જઈ ) જયતુ આર્ય!

( અનુષ્ટુપ )

એ તમારો પ્રિય ભ્રાતા, ભરત ભ્રાતૃવત્સલ;÷
આવ્યો છે અહિં આદર્શે, પડેલા આપ રૂપ શો. ૧૧

રામ—લક્ષ્મણ! શું ભરત આવ્યો છે?

લક્ષ્મણ—હાજી.

રામ—મૈથિલિ! ભરતજીને જોવાને તમારી આંખો વિસ્તારો.

સીતા—આર્યપુત્ર! શું ભરતજી આવ્યા છે?

રામ—હા, જુઓને—

( અનુષ્ટુપ )

કેવો હોયે સુતસ્નેહ, આવો જો બંધુ સ્નેહ છે;
તાતે દુષ્કર કીધું જે, તે આજે સમજાય છે. ૧૨

લક્ષ્મણ—આર્ય! કુમારને અંદર બોલાવી લાવું કે?

રામ—લક્ષ્મણ! તું શું મારા મનનો અભિપ્રાય જાણવા ઇચ્છે છે? જા, સત્કાર કરીને ઝટ તેડી લાવ.

લક્ષ્મણ—જેવી આર્યની આજ્ઞા.

રામ—( વચમાંજ એકદમ ) અથવા તું રહેવા દે અને—

( ઉપજાતિ )

છો તારી ભાભી સુતભાવ ધારી,
માનાર્થે માતા સમ જાય સામી;
ઓસે ભર્યો પદ્મશી આંખડીથી—
હર્ષાશ્રુ વર્ષાવતી હોય તેવી. ૧૩

÷ ભ્રાતૃવત્સલ=ભાઈ ઉપર પ્રેમવાળો.

સીતા--જેવી આર્યપુત્રની આજ્ઞા. (ઉઠી પરિક્રમણ કરી ભરતને જોઇને) અહો! શું એટલામાં આર્યપુત્ર બહાર આવ્યા? ના ના, એવુંજ રૂપ છે.

સુમંત્ર--(સીતાને જોઈ) કોણ વહુ કે?

ભરત--અહો! આજ તે શ્રીમતી જનકરાજપુત્રી સીતા કે?

(અનુષ્ટુપ)

આ તે સ્રીમય ક્ષેત્રેથી, હળેથી તેજ નીકળ્યું;
સંન્નિદર્શન રાજાના, તપનું હોય તે સમું.+ ૧૪

ભાભી! હું ભરત આપને અભિવંદન કરૂં છું.

સીતા--(મનમાં) રૂપજ નહિ કિંતુ ઘાંટોએ એમના જેવોજ છે.

(પ્રકાશ.)

ઘણું જીવો દિયેરજી!

ભરત--અનુગ્રહ થયો ભાભી!

સીતા--આવો દિયેરજી ચાલો તમારા ભાઇના મનોરથ પુરો.

સુમંત્ર—પધારો કુમાર.

ભરત—તાત! હવે તમે શું કરશો?

સુમંત્ર—

(અનુષ્ટુપ)

સ્વર્ગવાસ પછી રા'ના, સુવિદિતાર્થ રામની;
આ મારી ભેટ છે પે'લી, માટે મળીશ હું પછી. ૧૫

ભરત—ભલે એમ કરજો. (પોતે રામ પાસે જઇ) આર્ય! હું ભરત આપને અભિવંદન કરૂં છું.

રામ—(સહર્ષ) આવ વીરા ઇક્ષ્વાકુકુમાર! આવ. સ્વસ્તિ! આયુષ્માન ભવ.

---

+ સન્નિદર્શન—દ્રષ્ટાંત ઉદાહરણ.

(વસંતતિલકા)

છાતી કપાટપુટ શી હરખે પ્રસારી,
આલિંગ વીર! કર દીર્ઘ ગળે વિંટાળી;
ઉંચું કરી મુખ શરચ્છશિસુ રૂપાળું,
હર્ખાવ આ વ્યસન દગ્ધ શરીર મારૂં. ૧૬

ભરત—અનુગ્રહ થયો.

સુમંત્ર—(પાસે આવી) જયતુ આયુષ્મન!

રામ—આવો સુમંત્રજી!

(સ્રગ્ધરા)

પૂર્વે વ્યોમે વિમાને, નિજ દળ સહ જે, સ્વારિમાંહે જતા ને,
'આ આ એ' એમ યુદ્ધે, સુરઅસુરમહિં, ઓળખાતા હતા જે;
તે આજે દેહ છોડી, પ્રિયતર તમ.શા, મિત્ર વિના અરેરે!
એકાકી સ્વર્ગ માંહે, નિજ નૃપ પિતરો, સાથ રાજા વસે છે. ૧૭

સુમંત્ર—(શોકથી)

(પુષ્પિતાગ્રા)

વનગમન તમારું, રાય મૃત્યુ,
ભરતવિષાદ, અનાથ ગોત્ર થાવું;
બહુ વિધ સહવે અસહ્ય દુ:ખો,
ગુણ સમ જર્જર આયુ મારુ માનો* ૧૮

સીતા—રોતા આર્યપુત્રને પુન: શા માટે રડાઓ છો સુમંત્રજી!

રામ—મૈથિલિ! હું મન વાળું છું. વત્સ લક્ષ્મણ! પાણી લાવ!

લક્ષ્મણ—જેવી આર્યની આજ્ઞા.

ભરત—આર્ય! આ ન્યાય નહિ. ક્રમથી સેવા થવી જોઇએ, માટે હું પાણી લઈ આવીશ. (પાણીનો કળશ લઈ આવી) લો આ જળ.

રામ—(આચમન કરી) મૈથિલિ! લક્ષ્મણનું કામકાજ હવે ઓછું થયું.

* મારા દીર્ઘ આયુષ્ય રૂપી ગુણનો આ દોષ છે.

સીતા—આર્યપુત્ર! એય સેવા કરશે.

ભરત—જેવી આર્યની આજ્ઞા.

( અનુષ્ટુપ )

રહીશ અહિં દેહે ને, રહીશ તહિં કર્મથી;
કૃતરક્ષ થઇ રે'શે, રાજ્ય તો આપ નામથી. ૧૯

રામ—વત્સ! કૈકેયીમાત!-ઃ એમ નહિ, એમ નહિ, જોને-

( વંશસ્થ )

નથી હું વીરા! વસિયો વને ભયે,
શ્રમે ન ગર્વે પણુ તાતને પણે;
કુટુંબનું છે ધન સત્ય આપણું,
તુંથીય તેથી ઉલટું ચલાય ના? ૨૦

સુમંત્ર—ત્યારે અભિષેક ઉદકને ક્યાં રાખવું?

રામ—જ્યાં મારાં માતાજીએ કહેલું છે ત્યાંજ.

ભરત-જેવી આર્યની આજ્ઞા, પણુ બહુ થયું નહોય હવે પડેલા પર પાટુ!

( માલિની )

અયિ સુગુણુ! તમારાં, માત તે માત મારાં,
ત્યમ સુમતિ! તમારા, તાત તે તાત મારા;
સુપુરુષ! જનનીનો, દોષ તે ન્હોય દોષ,
વરદ! ભરત દુઃખી, સામું દેખો યથાવત્. ૨૧

સીતા—દિયેરજી બહુ કરુણુ વચન કહે છે ત્યારે આર્યપુત્ર! આપ શાનો વિચાર કરો છો?

રામ—મૈથિલિ!

( વસંતતિલકા )

સ્વર્ગે ગયા નૃપતિની કરું ચિંતના તે,
જોયો વિશિષ્ટ ગુણુવાન ન પુત્ર જેણે;
આવો ગુણાર્ણવ મળ્યા પછી પુત્ર લોકે-
ધિગ્ ભો! નડે વિધિનું જો બળ સજ્જનોને. ૨૨

વત્સ ભરત !

( શાર્દૂલવિક્રીડિત )

પામ્યો હું પરિપૂર્ણ તોષ તુજથી, નિષ્પાપ છે તું ખરે;
તારા ખ્યાત ગુણે જિત્યો વશ કર્યો, વીરા! સુવાક્યે મને;
કિંતુ ના કરવું ઘટે અનૃત તેં, રાજા તણા વેણને,
તું જેવા સુતના પિતા નહિ મૃષાવાદી× થવા જોઇએ. ૨૩

ભરત—

( વસંતતિલકા )

થાતા લગી તમ વિવાસન પૂર્ણ રાય !
સેવા કરીશ અહિંયાં રહી આપ પાસ.

રામ— નાના નહિ. સ્વસુકૃતે નૃપ સિદ્ધિ પામે,
મારે કહ્યે શું પણ તું નહિ રાજ્ય પાળે? ૨૪

ભરત—અરેરે ! મને તો આર્યે નિરુત્તરજ કરી નાંખ્યો. ( મોટેથી ) સમય પુરતું હું આપના રાજ્યનું પરિપાલન કરીશ.

રામ—કયો સમય ?

ભરત—મને સોંપેલું આપનું રાજ્ય હું ચોદ વર્ષ પર્યંત પાળીશ, પછી તમારે તે પાછું લેવું પડશે.

રામ—વારૂ, એમ કરીશું.

ભરત—આર્ય લક્ષ્મણ ! આર્યે ! અને સુમંત્રજી ! આપ સૌ સાંભળો

સર્વે—હા, હા, અમે સર્વે સાંભળીએ છીએ. અમે સાક્ષી.

ભરત—આર્ય ! હું એક બીજો પણ વર મેળવવા ઈચ્છું છું.

રામ—બોલ, તું શું ઈચ્છે છે ? હું તને શું આપું અને તારે માટે શું કરૂં વીરા ! કહે ?

ભરત—બીજું કંઈજ નહિ પણ-

---

× મૃષાવાદી=અસત્ય બોલનાર, ખોટાબોલા.

( ઉપજાતિ )

માગું નમાવી શિર આપ પાસે,
આ બે તમારી પદ પાદુકા તે;
થતા લગી આપનું કાર્ય સિદ્ધ,
વિધેય તેનો થઇને રહીશ. ૨૫

રામ—( મનમાં ) ઓહો!

( અનુષ્ટુપ )

મેં જે કૈંક ઘણે કાળે, યશ પ્રાપ્ત કર્યો હતો;
ભરતે તે સપાટામાં, આજે આ મેળવી લીધો. ૨૬

સીતા—આર્યપુત્ર! દિયેરજીની આ પ્રથમજ યાચના છે માટે તે આપો.

રામ—તેમ થાઓ. વત્સ લે.

( પાવડીઓ આપે છે )

ભરત—અનુગ્રહ થયો. (લઇને) આર્ય! અહિંજ હવે હું અભિષેકોદક મૂકવા ઇચ્છું છું.

રામ—તાત! ભરતને જે ઈષ્ટ હોય તે સર્વે થવા દો.

સુમંત્ર—આયુષ્માનની જેવી આજ્ઞા.

ભરત—( મનમાં. )

( શાર્દૂલવિક્રીડિત )

સંખાતો સઉને પસંદ પડતો, શ્રદ્ધેય સંબંધિને,
હું શીલાન્વિત દીકરો પ્રિય ઘણો, સ્વર્ગસ્થ ભૂપાળને;
માનીતો ગુણવાન બંધુ જનમાં, કીર્તિતણો ગાડવો,
વાર્ત્તા આશ્રય વાદમાં, ગુણવતાં, વ્હાલાં મહિં વ્હાલડો. ૨૭

રામ—વત્સ કૈકેયીમાત! એક મુહૂર્ત માત્રે ઉપેક્ષા કરાય નહિ તેનું નામ રાજ્ય, હોકે. અત્યારે ને અત્યારેજ તારે વિજય માટે દેશમાં ફરવા જવું જોઇએ.

સીતા—અત્યારે ને અત્યારેજ દિયેરજી જશે આર્યપુત્ર?

રામ—બહુ લાડ ન લડાવો દેવિ! અત્યારે ને અત્યારેજ વિજય માટે એણે નીકળી પડવું જોઇએ.

ભરત—આર્યે ! હમણાંજ હું જાઉં છું; કારણ કે–

( અનુષ્ટુપ )

આશે આશે પુરે લોકો, રહ્યા છે મળવા હજી;
તમારી ભેટ દેખાડી, કરીશ તેમને ખુશી. ૨૮

સુમંત્ર—આયુષ્મન ! મારે હવે શું કરવું ?

રામ—મહારાજની માફકજ તમારે હવે કુમાર ભરતનું પરિપાલન કરવું.

સુમંત્ર—જયાં સુધી હું જીવું છું ત્યાં સુધી તો એમ કરીશજ.

રામ—વત્સ ભરત ! મારી સામેજ ત્યારે તો હવે આ રથમાં બેસ.

ભરત—જેવી આર્યની આજ્ઞા.

( રથમાં બેસે છે. )

રામ—મૈથિલિ ! અહિં આવો, વત્સ લક્ષ્મણ ! અહિં આવ. ચાલો આપણે સૌ આશ્રમપદના દ્વાર લગી ભરતને વળાવી આવીએ.

( સર્વે જાય છે. )

અંક ચોથો પૂર્ણ.

## અંક પાંચમો.

( સીતા અને એક તાપસી પ્રવેશ કરે છે. )

સીતા—આર્યે ! વેરાયેલાં ઉપહારનાં ફૂલોથી ભરેલો આશ્રમ વાળી નાંખ્યો અને આશ્રમપદના વૈભવને ઘટે એવો દેવસમુદાચાર કર્યો પરંતુ હજી આર્યપુત્ર આવ્યા નહિ ત્યારે એ આવે એટલામાં આ નાનાં નાનાં બાલવૃક્ષોને જરા ઉદકપ્રદાન* કરી લેઉં ?

તાપસી—સુખેથી કરો.

( રામ પ્રવેશ કરે છે. )

રામ—( દૂર–શોકથી મનમાંજ )

( શાર્દૂલવિક્રીડિત )

મારા ને ગુરુના વિના મુની રુડી, છોડી અયોધ્યા પુરી,
આવ્યો લૈ અભિષેક સર્વજનની સાથે અહિં હોંશથી;
રક્ષાર્થે ગુણિયેલ મેં ભરતને, પાછો તહિં મોકલ્યો,
એણે એકલડે ધુરા÷ નૃપતણી, વ્હેવી મહા કષ્ટ ભો ! ૧

( વિચાર કરીને ) હોય, એમે હોય, શું કરીએ. ( થોડીવાર મૌન રહ્યા પછી ) ચાલ ત્યારે હવે તો આવા શોકમાં વિનોદ કરાવનારી મારી સમાન અવસ્થાવાળી મૈથિલી પાસે જાઉં. તે અત્યારે ક્યાં હશે ? ( થોડું આગળ ચાલી તથા જોઇને ) અહો ! હમણાંજ જેને પાણી સિંચેલું છે એવાં આ વૃક્ષોના ક્યારા, તે દૂર ગયેલી નથી, એવું સૂચવે છે, કારણ કે—

( હરિણી )

ફરી વળી તરૂ, ક્યારે પાણી, સફેન ઠરે, અને
વિહગ તરસ્યાં, આવ્યાં પીવા, પરંતુ ન પી શકે;
દર મહિ જતાં, પાણી આવ્યા, બહાર કિડા અને,
જળ ઉતરના, તાજા આંકા, વળી પડિયા થડે.× ૨

---

* ઉદક પ્રદાન–પાણી પાવું તે. ÷ ધુરા–ધુંસરી.

× ધુમઈજળ આ, વૃક્ષાવર્તે, સફેન ઠરે અને, જળદરજવે, ભીના કીડા, બહાર પડયા અને, દરમહિ જતાં, પાણી ભીના. કિડા સ્થળ નિકળ્યા, થડપર નવા કંદોરા આ, જળક્ષયના પડયા.

( જરા આગળ ચાલી )

અહો ! પેલાં રહ્યાં વૈદેહી તો, ઓહો !

( ઉપજાતિ )

દુઃખી જતો'તો કર દર્પણે જે,
વ્હેતાં ઘડો ખેદ ન પામતો તે;
વનો સ્ત્રિયોની સુકુમારતાને,
લતા પ્રમાણેજ રિઢી કરે છે.+ ૩

( પાસે જઇને )

મૈથિલિ ! કેમ ઠીક ચાલે છેને ?

સીતા—કોણ આર્યપુત્ર ? પધારીએ.

રામ—તમને હરકત ન હોય તો આવો અહિં બેસો.

સીતા—આપની જેવી ઈચ્છા.

( પાસે જઈ બેસે છે. )

રામ—તમે કંઈ કહેવા ઇચ્છતાં હો એમ લાગે છે, બોલો શું છે !

સીતા—હું તો કંઇ કહેવા માગતી નથી, પરંતુ આપનો ચહેરો શોક-શૂન્ય હૃદયવાળો લાગે છે, શું છે આર્યપુત્ર ?

રામ—મૈથિલિ ! યોગ્યજ ચિંતા થાય છે. તેમાં વળી-

( ઉપજાતિ )

કૃતાંત શલ્યે વપુએ હણાયો,
ન કિંતુ છે ઘા હૃદયે પડેલો;
એ ઘાવમાં ઘાવ પડ્યા કરે છે,
ફરી ફરી દુઃસહ શોકબાણે.* ૪

સીતા—આપને હમણાં એવો શો સંતાપ છે ?

---

+ ઘેર દર્પણ પકડતાં પણ જે હાથ દુખી જતો હતો તે હાથ અહિં હોંશથી પોતાની વાડીનાં ફૂલઝાડને ઘડા ભરી ભરી પાણી સિંચતાં જરાએ ખેદ પામતો નથી. નાજુકલતાઓ જેમ વનમાં ઉગી કઠિનતા ધારણ કરે છે તેમ વનો સ્ત્રીઓને પણ સહનશીલ બનાવે છે.

* ઘવાયો-હણાયો. ન કિંતુ શું હું હૃદયે શરાયો.

રામ—મૈથિલિ! આવતી કાલે પૂજ્ય પિતાજીનું સંવત્સરી છે અને એક કલ્પ થઇ ગયો હોય તોપણ પિતરો તો નિવપન ક્રિયા-શ્રાદ્ધની આશા રાખે. તે કેમ કરવું? તેની મને ચિંતા છે; છતાં,

( ઉપજાતિ )

છે જ્ઞાત મારી સ્થિતિએ પિતા તે,
કોઇ પ્રકારે પણ તુષ્ટ થાશે;
મને પિતાને ઘટતીજ તેથી,
ઇચ્છું છું પૂજા કરવા મજેની. ૫

સીતા—આર્યપુત્ર! કુમારભરત તહિં મોટું શ્રાદ્ધ કરશે, અને આપણી સ્થિતિ પ્રમાણે આપણે પણ અહિં જે કંઇ મળે તે ફળોદક આપો એટલે થયું. સસરાજી તો બિચારા જે આપશો તેથી પ્રસન્ન થાય એવા છે.

રામ—પણ મૈથિલિ!

( અનુષ્ટુપ )

આપણે હાથ અર્પેલાં, દર્ભે ફલાદિ જોઇને;
વનવાસ થવે યાદ; રૂએ તાત તહિં ખરે. ૬

( બીજી તરફથી પરિવ્રાજક વેષે રાવણ પ્રવેશ કરે છે. )

રાવણ—આ–આ–અરે!

( માલિની )

ખર વધ કરનારો, રામ વેરી છળીને,
નિયત, અનિયતાત્મા, રૂપ આવું ધરીને;
જઉ, સ્વરપદ હીણા, હવ્ય ધારા સમાણી,
જનકનૃપસુતાને, આશથી લૈ જવાની.÷

---

÷ ખરવધ કરનારા મારા વેરી રામને છળીને ચંચળ મનવાળો એવો હું મંત્રનાં સ્વર અને પદથી રહિત યજ્ઞના હવ્યની ધારા હોય એવી જનક રાજાની પુત્રીનું હરણ કરવા જાઉં છું.

( આકાશ માર્ગેથી નીચે ઉતરતાં જોઇને )

લાવ ત્યારે હવે રામના આ આશ્રમદ્વાર આગળ ઉતરી પડું. (ઉતરીને) હવે અહિંથી અતિથિની રીતે વર્તવું જોઇએ.(ઉતાવળે) અરે! કોણ છે અહિં ? આ એક અતિથિ આવ્યો છે ?

રામ—( સાંભળીને ) ભલે પધારો અતિથિ!

રાવણ—( દૂરથી રામને જોઇ ) અહો ! સ્વર કરતાંએ વળી રૂપ વધે છે.

રામ—( તેને પાસે આવતો જોઈ ) ભગવન ! હું અભિવંદન કરૂં છું.

રાવણ—સ્વસ્તિ !

રામ—પેલા આસન ઉપર બિરાજો.

રાવણ—( મનમાં ) કેમ મને આદેશક વાણી સંભળાઇ.× ( પ્રકાશ ) વારૂ ( બેસે છે. )

રામ—મૈથિલિ! ભગવાનને માટે પાદ્ય લાવો !

સીતા—જેવી આર્યપુત્રની આજ્ઞા ( લઇ આવી ) આ તે જળ વગેરે.

રામ—તમેજ ત્યારે ભગવાનની પૂજા કરો.

સીતા—જેવી આજ્ઞા. ( સીતા તેની તરફ જવા માંડતાં )

રાવણ—( માયાવેષ ઉઘાડો પડી જવાને ભયે આકુળવ્યાકુળ થઇ ) બસ બસ.

( અનુષ્ટુપ )

એકલાં આ સ્ત્રિયોમાંહે, પૃથ્વીમાં છે અરૂન્ધતી;
તેમના સ્વામિ રૂપે છો, આપ સત્કૃત સર્વથી.+ ૮

રામ—લાવો ત્યારે મૈથિલિ! હું પૂજા કરૂં ?

રાવણ—ના ના, છાયા રહેવા દઇ શરીરને હું સ્પર્શ કરાવતો નથી. આટલા વિવેકેજ સત્કાર થઇ ચૂક્યો ગણોને, પૂજાની હવે કંઇ જરૂર નથી, બિરાજો.

રામ—અસ્તુ.

---

× આદેશક વાણી-હુકમ કરતી બોલી.

+ તેના ભર્તારૂપે આપ, ગણાઓ ધન્ય સૌ સ્ત્રીથી. પૃથ્વી ઉપર આ-સીતાજી અરૂન્ધતી જેવાં છે અને આપ તેમના સ્વામી રૂપે સર્વ સ્ત્રીથી સત્કૃત છો માટે આપે પાદ્ય આપવું જોઇએ

રાવણ—( મનમાં ) ત્યારે હવે તો હું પણ બ્રાહ્મણને રિવાજે કામ લેઉં. ( પ્રકાશ ) સાંભળો. હું કાશ્યપ ગોત્રનો છું, સાંગોપાંગ વેદ, માનવીય ધર્મશાસ્ત્ર, માહેશ્વર યોગશાસ્ત્ર, બૃહસ્પતિનું અર્થશાસ્ત્ર, મેધાતિથિનો ન્યાય અને પ્રચેતસનું શ્રાદ્ધકલ્પ* ભણેલો છું.

રામ—શું આપ શ્રાદ્ધકલ્પ ભણેલા છો ?

રાવણ—હા, પરંતુ સર્વ શ્રુતિ આદિક શાસ્ત્ર રહેવા દઇ આપે કેમ શ્રાદ્ધકલ્પે સ્પૃહા દેખાડી વારૂ ?

રામ—ભગવન ! અમારા સ્વર્ગસ્થ શિરછત્રની આવતી કાલે સંવત્સરી પડે છે માટે.

( વિચાર કરે છે )

રાવણ—ભલે, આપને તે સંબંધી કંઈ પૂછવું હોય તો પૂછો ?

રામ—ભગવન ! નિપવન ક્રિયામાં કયા પદાર્થોથી પિતૃઓનું તર્પણ કરવું જોઇએ ?

રાવણ—શ્રદ્ધાએ આપેલું તે સર્વે શ્રાદ્ધ કહેવાય.

રામ—ભગવન ! એમ ગમે તે અર્પીએ એ તો જ્યાંત્યાં કર્યું કહેવાય ? શ્રાદ્ધવિહિત પદાર્થ હોય તે બતાવો ?

રાવણ—વનસ્પતિમાં દર્ભ, ઓષધિમાં તલ, શાકમાં વટાણા, મત્સ્યમાં મહાશફર, પક્ષીમાં વાર્ધ્રાણસ,÷ અને પશુમાં ગાય વા ખડિયું, આટલા પદાર્થો માણસોને શ્રાદ્ધ કરવા યોગ્ય છે.

રામ—ભગવન ! વા શબ્દથી બીજું પણ કંઇ કહેવા જેવું હોય એમ લાગે છે, તો તે શું ? કહો.

રાવણ—એ પુરૂષાર્થથી મેળવાય તેવું છે.

રામ—ભગવન ! પ્રભાવથી સંપાદન કરવું, એજ મારો નિશ્ચય છે.

---

* અહિં જે શાસ્ત્રોનાં નામ દીધાં તે ભાસ કવિ સંબંધી વિચાર કરનારાઓને બહુ કામનાં છે. માહેશ્વર યોગશાસ્ત્ર, બૃહસ્પતિનું અર્થ શાસ્ત્ર ને મેધાતિથિનું ન્યાયશાસ્ત્ર હાલ ઉપલબ્ધ નથી.

÷ वार्घ्रानसमांसेन द्वादशवर्षाणि. श्राद्धसूत्रे १९ क. ७ ॥ कृष्णग्रीवो रक्तशिर: श्वेतपक्षो विहंगम: स वै वार्घ्राणस: प्रोक्त: इत्यैषा नैगमीश्रुति:

( અનુષ્ટુપ )

બે વાનાં માત્ર છે મારી, પાસે તે સાધવાતણાં;
તપ છે ચાપ થાકે તો, ને ચાપ તપ થાકતાં. ૯

રાવણ—તે તો ત્યારે હિમવાનમાં વસે છે.

રામ—હિમવાનમાં ! વારૂ પછી ?

રાવણ—હિમવાનના સાતમા શિખર ઉપર પ્રત્યક્ષ સ્થાણુ-શંકરને મસ્તકે પડતી ગંગાનું જળ પીનારા, વૈડૂર્ય જેવી શ્યામ પીઠવાળા અને પવન જેવા વેગવાળા કાંચનપાર્શ્વ નામના મૃગો રહે છે. વૈખાનસ, બાલખિલ્ય ને નૈમિશીયાદિક મહર્ષિઓથી મન કરાતાં વાંતજ જેમના દિવસ ભરાઇ જાય છે એવા એ મૃગોવડે શ્રાદ્ધો સરાવાય છે, કારણ કે—

( વસંતતિલકા )

લાભે સુતાર્થ પિતુ તર્પિત ને મૃગોથી,
સ્વર્ગે પ્રસન્ન થઇ જાય છુટી જરાથી;
ત્યાં મેળવી સુર સમાન વિમાન વાસ,
આવર્ત રૂપ વિષયે ન બળે ધરાય × ૧૦

રામ—( મૈથિલી સામું જોઇને ) મૈથિલિ !

( વસંતતિલકા )

છોરૂં ગણ્યાં હરિણ વિન્ધ્ય વન દ્રુમોની,
લૈ લો રજા પ્રિય સખી સમ વેલિયોની;
દીપી રહ્યાં ઝગઝગાટ વનૌષધિએ,
ચાલો હિમાલય તણાં વન જૈ વસીએ.+ ૧૧

સીતા—જેવી આર્યપુત્રની ઇચ્છા.

---

× કાંચનપાર્શ્વ મૃગોથી શ્રાદ્ધ કરનાર પુત્રનો પિતા પુત્ર હોવાનો લાભ લાધે છે અને જરા-ચોરાસીના ફેરામાંથી છુટી દેવલોકની માફક સ્વર્ગમાં જઈ રહે છે ને જન્મ મરણની ઘાંટીના ચક્કરમાં ફરીને પકડાતો નથી.

+ હિમાલયમાં રાત્રે અજવાળું આપે એવી વનસ્પતિ થાય છે તેથી કાલિદાસ પણ હિમાદ્રિના વર્ણનમાં આમ જણાવેલું છે. **भवंति यत्रौषधयो रजन्यां.**

રાવણ—કૌસલ્યાપુત્ર! બહુ મનોરથ ન કરો. એ મૃગો મનુષ્યોને દુર્લભ છે.

રામ—ભગવન! તે હિમવાનમાં રહે છેને ?

રાવણ—હા.

રામ—ત્યારે હવે આપ જુઓ—

( અનુષ્ટુપ )

સોનાના તે કુરંગો જો, હિમાદ્રિ ન બતાવશે;
તો મારા બાણુથી નક્કી, વિંધે કાણો થઈ જશે. ૧૨

રાવણ—( મનમાં ) અહો અસહ્ય છે આમનો ગર્વ તો ?

રામ—( દિશાઓ ભણી જોઇને ) અરે ! આ વિજળીઓ પડતી હોય એવું શું દેખાય છે ?

રાવણ—કૌસલ્યાપુત્ર ! અહિં બેઠેજ હિમવાન આપની સેવા બજાવતો લાગે છે. આ જુઓ પેલો કાંચનપાર્શ્વ નામે મૃગ !

રામ—ભગવાનનોજ આ પ્રતાપ!

સીતા—( સ્નેહને ઉભરે ) ઓહો વારીજાઉં આર્યપુત્રના પ્રભાવને !

રામ—ના ના.

( અનુષ્ટુપ )

તાતનાં ભાગ્ય મોટાં કે, એ જાતે અહિં આવિયો;
"શ્રાદ્ધાર્હ એજ છે' એમ, જાઓ લક્ષ્મણને કહો. ૧૩

સીતા—આર્યપુત્ર ! સૌમિત્રિને તો આપણે તીર્થયાત્રા કરી પાછા આવતા કુલપતિની સામે મોકલ્યા છે તે કેમ ભૂલી જાઓ છો ?

રામ—હશે, ત્યારે તો હુંજ જાઉં છું.

સીતા—આર્યપુત્ર ! ત્યારે હું શું કરીશ ?

રામ—તમે ભગવાનની સેવા કરો.

સીતા—જેવી આર્યપુત્રની આજ્ઞા.

( રામ જાય છે. )

રાવણ—( મનમાં ) રામ અર્ઘ્ય લઇને જાય છે ત્યારે પૂજાની ઉપેક્ષા કરી મૃગ તો નાસે છે. અને નાસતા મૃગને મારવાને તેમણે તો આ ધનુષ ચઢાવવા માંડયું, ખરે—

( અનુષ્ટુપ )

અહો ! શાં બળ ને વીર્ય ! શો વેગ ! સત્ત્વ શું અહો !
'રામ' એવાક્ષરે એજ, વ્યાપ્ત છે આખું વિશ્વ તો.* ૧૪

એ મૃગ તો એક છલંગેજ શરવિષય અતિક્રાંત કરી ગહન વન ભણી જતો રહ્યો.

સીતા—( મનમાં ) આર્યપુત્ર વિરહિત મને તો હવે જાણે અહિં ભય લાગે છે, આ શું ?

રાવણ—( મનમાં )

( અનુષ્ટુપ )

છળી દૂર કરી રામ, અમંત્રોક્તાહુતિ÷ સમી;
એકલી રોતી સીતાને, આશ્રમેથી જઉં હરી. ૧૫

સીતા—( મનમાં ) લાવ ત્યારે હું હવે મઢુલીમાં જઇને બેસું ?

( જવા માંડે છે. )

રાવણ—( અસલ રૂપ લઇને ) ઉભાં રહો, ઉભાં રહો, સીતા.

સીતા—( ચમકીને ભયથી ) અરે ! આ કોણ ?

રાવણ—નથી જાણતાં-

( શાર્દૂલવિક્રીડિત )

જેણે દાનવ દેવ ઇંદ્ર સઘળા, યુદ્ધે જિત્યા તે પછી-
જોયું સૂર્પણખા વિરૂપ કરી તે, સૂણ્યા હણ્યા બે ભઇ;
દર્પે દુર્મતિ ને અમાપ બળિયા, આજે છળી રામને,
આવ્યો છું હરવા હું રાવણ અહિં, જાણો તમોને શુભે !× ૧૬

સીતા—હેં ! રાવણ ?

રાવણ—અરે ! રાવણની નજરે પડ્યા પછી હવે ક્યાં જવાનાં છો ?

---

* રામનું બળ જોઈ ચકિત થાય છે. મારા 'સીતાહરણ'માં 'વાયુના વેગને રોકે, વાળે વેલા સમુદ્રની, રામે એવા શરા સારે હણી સેના નિશાચરી.'

÷ અમંત્રોક્તાહુતિ–વગર મંત્ર ભણ્યે આપેલી આહુતિ.

× આવોજ ભાવ મારા 'સીતાહરણ'માં મુકાયો છે, સેવે જેને, સકળ અમરી, અપ્સરાને મઘોની, સ્વામી એવા, વસુ વિભવનો, શ્રેષ્ઠ રૂપાનુ ગર્વી, નિત્યે લોકત્રય વિજયની શ્રી રહે શીર્ષ નામી, ઇચ્છે તે આ દશમુખ શુભે, પાદ સેવા તમારી.

સીતા--આર્યપુત્ર! રક્ષા કરો, દિયેરજી વ્હારે ધાઓ, મારી વ્હારે ધાઓ!
રાવણ--સીતે! જુઓ સાંભળો મારાં પરાક્રમ-

( શાલિની )

નાઠો ઇન્દ્ર ધ્રુજિયો વિત્તનાથ,
મર્યા બન્ને સોમ ને સૂર્યપુત્ર;
ધિક્ તે સ્વર્ગે, દેવ બી જ્યાં ભરાયા,
જ્યાં છે સીતા ધન્ય તે ભૂમિલોક.+ ૧૭

સીતા--આર્યપુત્ર! પરિત્રાણ કરો, સૌમિત્રિ! વ્હારે ધાઓ વીરા!
રાવણ--વ્હારે ધાઇને શું કરશે? અને સીતે!

( વસંતતિલકા )

લે તું કહી શરણ લક્ષ્મણ રામનું વા,
સ્વર્ગસ્થ રાય તુજ તે સસરાતણું વા;
શું છે થવાનું નર. પામરથી મને તે,
ન્હે વાઘ સામું મૃગના શિશુએ થવાશે? ૧૮

સીતા--આર્યપુત્ર! મારૂં રક્ષણ કરો, સૌમિત્રિ! પરિત્રાણ કરો.
રાવણ--

( પુષ્પિતાગ્રા )

અયિ! શિદ વિલપે વિશાળ નેત્રે!
ગણ મુજને તુજ આર્યપુત્ર તોલે;
સુરગણ બળિયોય મારી સામો-
નથિ લડતો તવ રામ ક્યાં બિચારો?

સીતા--તને શાપું છું.
રાવણ--અહહહ! શું પતિવ્રતાનો પ્રભાવ!

( અનુષ્ટુપ )

ઉડતો વેગથી હું જે, દાઝયો ના સૂર્ય રશ્મિએ;
તે દાઝયો બોલ થોડાએ, આના શાપતણા અરે! ૨૦

---

+ ધન્યા પૃથ્વી જ્યાં રહે આજ સીતા. મારા 'સીતાહરણ' માં. ધનેશ, યમ ને ઇંદ્ર, વિષ્ણુએ છેડીને મને, સમર્થ નથી લેવાને સુખ સ્વપ્નેય કો સ્થળે.

સીતા--આર્યપુત્ર! પરિત્રાણુ કરો, અરેરે કોઇ મારી વહારે ધાઓ વહારે ધાઓ!

રાવણુ--(સીતાને લઇને) ભો! જનસ્થાનવાસી તપસ્વીજનો! સાંભળો-

( અનુષ્ટુપ )

આ સીતાને બળાત્કારે, લૈ જાયે દશકંધર;
જો ક્ષાત્રે પ્રીતિ હોયે તો, કરે રામ પરાક્રમ. ૨૧

સીતા--આર્યપુત્ર! દિયેરજી! મારી વહારે ધાઓ, અરે કોઇ ધાઓ!

રાવણુ--( આકાશે ઉડતાં આમ તેમ જોઇને ) અરે! પોતાની પાંખોથી પવનને વિંઝી વનમાં ક્ષોભ કરતો જબરી ચાંચવાળો એ પેલો જટાયુ આવતો દેખાય. રહે અલ્યા! ઉભો રહે. ( તરવાર વિંઝી )

( અનુષ્ટુપ )

મેં ખેંચી ખડ્ગ કીધેલા, પાંખના ઘાવથી ચુતા;
રૂધિરાર્દ્ર તને આવ, મોકલું યમલોકમાં. ૨૨

( જાય છે. )

અંક પાંચમો પૂર્ણ.

## અંક છઠ્ઠો.

( પછી બે વૃદ્ધ તાપસ પ્રવેશ કરે છે. )

બન્ને—અરે કોઇ ધાઓ રે ધાઓ ! અને રક્ષણ કરો.

પહેલો—અરેરે !

( વંશસ્થ )

કુરૂપ નીલોત્પલ શા શરીરનો,
મૃણાલ ને શુક્ર શી ધોળી દાઢનો;
નિશાર્ધચારી લઇ જાય આ મુઓ,
ગરીબ સીતા હરિણી સમી જુઓ.* ૧

બીજો—આ તો દેવી વૈદેહી છે. અરેરે !

( વંશસ્થ )

ચંપાયલી નાગણ ને વિંઝાયલી,
ફુલે ભરી વેલડી શી વિલાયલી;
તપોવનેથી હરી સિદ્ધિના સમી,
દશાસ્ય રોતી લઈ જાય જાનકી.÷ ૨

બન્ને—પરિત્રાણ કરો, વહારે ધાઓ, અરે ! કોઇ વહારે ધાઓ.

પહેલો—(ઉંચું જોઇને) અરે વચન સમકાલે દશરથનું ઋણ ઉતરતાં 'મારે બેઠે કોણ લઇ જાય છે.' એમ રાવણને સંબોધી અંતરિક્ષથી આ પેલા જટાયુ ઉતરવા લાગ્યા, જુઓને.

બીજો—આ રોષથી આંખો કાઢીને રાવણ તેમની સામે થયો.

પહેલો—આઃ રાવણ.

બીજો—અને જુઓ પેલા ધસે જટાયુ.

---

* કુરૂપ–કદરૂપો. નીલોત્પલ–કાળુ કમળ. મૃણાલ–કમળ ધોળું. નિશાર્ધચારી મધ રાતે ભટકનાર–રાક્ષસ. કદરૂપો, કાળા કમળના જેવા શરીરવાળો, ધોળા કમળના ને શુક્રના જેવી ધોળી દાઢવાળો આ મુઓ રાક્ષસ–રાવણ હરિણી જેવી ગરીબ સીતાને અરેરે ! લઈ જાય છે.

÷ ચંપાયલી નાગણ જેવી ને વિંઝાયેલી ને વિલાયેલી પણ ફૂલે ભરેલી નાજુક વેલ જેવી રોતીને કકળતી જાનકીને તપોવનમાંથી જેમ કોઇ સિદ્ધિને લઈ જાય તેમ રાવણ લઈ જાય છે.

બન્ને--જુઓ જુઓ ! અંતરિક્ષમાં યુદ્ધ ચાલ્યું.

પહેલો--કાશ્યપ ! કાશ્યપ ! જો કેવું છે કવ્યાદીશ્વરનું× સામર્થ્ય.

( શાર્દૂલવિક્રીડિત )

પાંખોથી તરછોડી આપ બળના, દ્વંદ્વે કરી આંતર્યો,
ચુંટી ચંચુવડે અહિંતહિં જતાં, ઘેરી કર્યો ગાભરો;
છંટાતી જયમ હોય વજ્ર અગ્નિએ, છાટો કડા પ્હાડથી,
નાંખી તેમ વલૂરી છાતી સઘળી, લો ખંડી ન્હોરે કરી + ૩

બીજો--અરેરે ! ક્રોધે ભરાયેલા રાવણે તો કવ્યાદીશ્વરને જમણે ખભે તરવારથી ઘા કર્યો.

બન્ને--હા ધિક ! ભગવાન જટાયુ બિચારા પડ્યા !

પ્રથમ--અરેરે ! બહુ ખોટું થયું--આ આમ પડયા જટાયુ.

( વસંતતિલકા )

પોતાતણા બળ સમોજ કરી પ્રયત્ન,
ક્રીડા મયૂર સમ દુશ્મન લેખી તુચ્છ;
ઉતારી તેજ રજનીચરનું અમોઘ,
પાડયા ગજે તરુ સમાન પડયા તમોય.* ૪

બન્ને--તમારો સ્વર્ગમાં વાસ થજો.

પહેલો--કાશ્યપ ! ચાલ, આપણે હવે જઇને આ વૃત્તાંત ભગવાન રાઘવને નિવેદન કરીએ.

( બન્ને જાય છે. )

વિષ્કંભક.

---

( પછી એક કંચુકીય પ્રવેશ કરે છે. )

કંચુકીય--અરે કોણ છે અહિં ? કોણ આ સોનાનાં તોરણવાળા દ્વાર ઉપર હાજર છે ?

---

× ક્વ્યાદીશ્વર-જટાયુ.

+ દ્વંદ્વ-બે જણનું લડવું તે દ્વંદ્વ. છંટાતી-ચીરી નંખાતી-ફડાતી. કડા પ્હાડથી આકરા-કઠણ પત્થરના ડુંગરથી. ન્હોર-પગનાં આંગળાંના તીણા નખ.

* ક્રીડા મયૂર-રમકડું. અમોઘ-અતોલ. જેમ હાથીએ ઝાડ પાડ્યું હોય તેમ તમે તેનાથી ઝટકાઇને પડ્યા.

પ્રતીહારી--આર્ય ! હું વિજયા, બોલો શું કામ છે ?

કંચુકીય--વિજયે ! કુમારભરતને નિવેદન કરો કે, રામ દર્શનાર્થે જન-
સ્થાન મોકલેલા અમાત્ય સુમંત્રજી પધાર્યા છે.

પ્રતીહારી--આર્ય ! તાત સુમંત્ર શું કાર્ય કરીને આવ્યા છે ?

કંચુકીય--આર્ય ! હું તે નથી જાણુતો.

( અનુષ્ટુપ )

અંતઃ શોકાગ્નિએ શોષ્યા–મુખવાળા સુમંત્રને;
આવેલા જોઇને હાલ, મારું એ મન વ્યગ્ર છે. ૫

પ્રતીહારી--આર્ય ! આ સાંભળીને મારૂં હૃદય તો જાણે મુંઝાઇ જાય છે.

કંચુકીય--તમે અમસ્તાં કેમ ઉભાં રહ્યાં ? જાઓ જલદી નિવેદન કરો.

પ્રતીહારી--આર્ય ! આ નિવેદન કરી આવું.

( જાય છે. )

કંચુકીય--અયે ! એ પેલા રહ્યા કુમારભરત તો ! સુમંત્રના આગ-
મનથી ઉત્પન્ન થયેલા ઉત્સાહિત હૃદયવાળા, લાંબો વખત થયાં
વલ્કલ ધારણ કરી રહેલા ને વિચિત્ર જટાપુંજથી પિંજરિત÷
મસ્તકવાળા તેઓ તો આ તરફજ આવતા હોય એમ લાગે છે.
હા, એમજ. અહો !

( વસંતતિલકા )

શ્રીમાન્ ગુણાન્વિત, વિપક્ષક કાળરૂપ,
દેવેન્દ્ર તુલ્ય રવિવંશ લલામભૂત;
આજ્ઞાનુસાર અવની પરિપાળનાર,
તેઓજ આ કલભ ચાલથી ચાલનાર.× ૬

( પછી ભરત ને પ્રતીહારી પ્રવેશ કરે છે. )

ભરત--વિજયે ! શું અમાત્ય સુમંત્રજી આવેલા છે ?

---

÷ વાળ બાંધી રાખવાથી પીળા થઇ ગયેલા માટે પિંજરિત=પીળા.

× ગુણવાન, સામા પક્ષવાળાને કાળ રૂપ લાગે એવા, રવિવંશના ભૂષણરૂપ ને ઇંદ્ર જેવા, ને વડીલ ભાઇ–રામની આજ્ઞાથી અવની–પૃથ્વીનું પાલન કરનાર કલભ–હાથીના બચ્ચા જેવી ચાલે ચાલનાર ઓહો એ ભરતજી પોતેજ છે.

( વસંતતિલકા )

પૂર્વે ગયો હું મળવા, સમ દેઇ ત્યારે,
આર્યે મને પરત પાઠવિયો પરાણે;
લોકોની આંખ મન બુદ્ધિ હસાવનાર,
શ્રીરામને મળી ભલે વળિયા સુમંત્ર. ૭

કંચુકીય––જય જય કુમાર !

ભરત––ક્યાં છે અમાત્ય સુમંત્રજી ?

કંચુકીય––કાંચનનાં તોરણવાળે બારણે ઉભેલા છે આર્ય.

ભરત––ત્યારે શીઘ્રજ તેમને અહિં લઈ આવો.

કંચુકીય––જેવી કુમારની આજ્ઞા.

( જાય છે. )

( સુમંત્ર ને પ્રતીહારી પ્રવેશ કરે છે. )

સુમંત્ર—( શોકથી ) અહો ! મહાકષ્ટની વાત છે ?

( પુષ્પિતાગ્રા )

મરણ અનુભવ્યું નૃપાળનું, મેં
વળિ દુખ જોયું નરેન્દ્ર પુત્રકેરૂં;
સુણ્યું હરણ થયું અહો સીતાનું,
ગુણ સમ જીવિત ધિક્ક હાય મારું.+ ૮

પ્રતીહારી—( સુમંત્રને ) આમ, આમ, આર્ય ! આ રહ્યા કુમારભરત, પધારો.

સુમંત્ર—( પાસે જઇને ) જયતુ કુમાર !

ભરત—તાત ! લોકોમાં પ્રકટ કરેલો છે જેમણે પિતૃસ્નેહ એવા રામચંદ્રજીને, દ્વિધાભૂત હોય ભગવતી અરુન્ધતીનું ચરિત્ર એવાં સીતાજીને અને નિષ્કારણ વનવાસ વહોરી લઇને બતાવેલું છે સોભ્રાત્ર જેમણે એવા સૌમિત્રિને આપ મળ્યા કે નહિ ?

પ્રતીહારી––( સુમંત્રને બેફામ ઉભા રહેલા જોઇને ) ભર્તૃદારક આપને પૂછે છે તે સાંભળ્યુંને આર્ય ?

---

+ ગુણ સમ દોષ ભરેલ આયુ મારું. ઘણાં વર્ષ જીવવાથી રાજાનું મરણ, રાજપુત્રોનું દુઃખ, ને સીતાનું હરણ વગેરે જોવાં પડ્યાં એ મારા લાંબા આયુષ્યના ગુણની માફક દોષજ–પાપ છે તો.

સુમંત્ર—શું મને પૂછે છે?

ભરત—(તેમની સ્થિતિ જોઈ મનમાં) અરેરે! આમને બહુ શ્રમ પડેલો અને સંતાપ થયેલો લાગે છે. ખરેખર આમનો જીવ ઠેકાણે નથી. (પ્રકાશ) તાત! આપ અડધે રસ્તેથી તો પાછા આવ્યા નથીને?

સુમંત્ર—(ગંભીર મુદ્રાએ) રામને મળવા માટે તમારા નિયોગથી જનસ્થાન પ્રતિ ગયેલો હું અડધે રસ્તેથી તે પાછો આવું?

ભરત—ત્યારે ક્રોધને લીધે કે ક્ષોભને લીધે તેઓએ આપને મળવાની શું ના પાડી?

સુમંત્ર—કુમાર ભરત!

(અનુષ્ટુપ)

ક્રોધ તે શો વિનીતોને, વશીને ક્ષોભ વા વળી;
સુનો આશ્રમ જોયો મેં, તેઓ ચાલી જવા થકી. ૯

ભરત—ક્યાં ગયાં છે, તે કંઇ આપે સાંભળ્યું?

સુમંત્ર—હા. કિષ્કિંધા નામે વનવાસીઓનું એક નગર છે ત્યાં તેઓ ગયાં, એમ સાંભળવામાં આવ્યું છે.

ભરત—ત્યાં તો સારા ખોટા પુરુષમાં કંઈ પણ તફાવત સમજે નહિ એવા વાનરોનો નિવાસ છે. દુઃખિત બિચારા તેઓ ત્યાં રહે છે.

સુમંત્ર—ના ના, કુમાર! તિર્યગ્જાતિ પણ ઉપકારમાં તો સમજે છે.

ભરત—ઉપકારમાં સમજે છે, એમ કેમ કહ્યું તાત?

સુમંત્ર—એમકે,

(અનુષ્ટુપ)

રાજ્ય ને સ્ત્રી લઈ લેઇ, કાઢી મૂકેલ વાલિએ;
સમ દુઃખી મળ્યો છે ત્યાં, રે'તો સુગ્રીવ પર્વતે. ૧૦

ભરત—સમદુઃખી કેમ તાત?

સુમંત્ર—(મનમાં) અરેરે! મેં તો આ બધુંએ કહી દીધું! (પ્રકાશ) કુમાર! કંઈ નહિ. ઐશ્વર્ય ભ્રંશની તુલ્યતા એમ મારા કહેવાનો અભિપ્રાય છે.

ભરત—તાત! શા માટે છુપાવો છો? સ્વર્ગસ્થ મહારાજના ચરણના સોગન છે આપને જો સાચેસાચું ન કહો તો.

**સુમંત્ર**—( મનમાં ) અરેરે ! હવે એકકે આરો રહ્યો નહિ, અસ્તુ. ( પ્રકાશ ) જુઓ સાંભળો કુમાર !

( અનુષ્ટુપ )

વેર મુનિજનો માટે, મોટા રાક્ષસસુ થવે;
હર્યાં સીતા કરી માયા-કેરો આશ્રય રાવણે. ૧૧

**ભરત**—શું શું ? આર્યા સીતાનું હરણ થયું ?

( મૂર્છા પામે છે. )

**સુમંત્ર**—શાંત થાઓ, કુમાર ! શાંત ને સાવધાન થાઓ.

**ભરત**—( જરા સાવધાન થઇ ) અરેરે ! આ શી વિપત્તિઓ પર વિપત્તિઓ !

( વસંતતિલકા )

રે રે સહોદર અને પિતુથી વિખૂટા,
આરણ્યનાં વિવિધ દુઃખ સહી રહેલા;
તે ચંદ્રિકા રહિત અભ્ર શશાંક જેવા,
ભાર્યા વિયોગ મહિ શે દિન ગાળવાના ?* ૧૨

અરેરે ! હવે શું કરશું ? ( થોડીવાર વિચાર કરી ) હાં, સમજાયું. તાત ! ચાલો મારી સાથે આવો.

**સુમંત્ર**—જેવી કુમારની આજ્ઞા. ( બન્ને ઉઠી પરિક્રમણ કરે છે. ) કુમાર ! આ રહ્યા તે દેવીઓના નિવાસ.

**ભરત**—એનુંજ કામ છે. અરે ! પ્રતીહારી ! કોણ છે અહિં ?

**પ્રતીહારી**—(પ્રવેશ કરીને) જેજે રાજકુમાર ! આ રહી હું વિજયા.

**ભરત**—વિજયા ! હું આવ્યો છું તે માતાજીને નિવેદન કરો.

**પ્રતીહારી**—કયાં માતાજીને નિવેદન કરું ?

**ભરત**—તેમને કે જે મને રાજા બનાવવા ઇચ્છે છે.

**પ્રતીહારી**—( મનમાં ) અરે શું હશે ? ( પ્રકાશ ) વારૂ.

( જાય છે )

( કૈકેયી ને પ્રતીહારી )

**કૈકેયી**—વિજયા ! કોણ ભરત મને મળવા આવ્યો છે ?

---

* ભાર્યાવિયુક્ત મમ આર્યપ્રજ્ઞા વિનાના, ચોમાસુ ચંદ્ર સરખા નભમાં રહેલા —સમ એકલટા પડેલા.

પ્રતીહારી—હા માતાજી. રાજપુત્ર રામ પાસે જઇ આવેલા સુમંત્રજીને તેડી કુમાર ભરતજી પાધર્યા છે.

કૈકેયી—(મનમાં) ભરત ઠપકો આપે એવું તો મેં કંઇ કર્યું નથી.

પ્રતીહારી—માતાજી! કુમારને અંદર બોલાવું કે?

કૈકેયી—હા, જા અંદર લઈ આવ.

પ્રતીહારી—ઠીક. (બહારના બારણામાંથી) પધારો કુમાર!

ભરત—વિજયા! તેં માતાજીને કહ્યું?

વિજયા—હાજી.

ભરત—(સુમંત્રને) ચાલો ત્યારે આર્ય! અંદર.

કૈકેયી—(તેમને આવતા જોઇને) પુત્ર ભરત! વિજયા કહે છે કે, ચિરંજીવી રામચંદ્રને મળીને સુમંત્રજી આવ્યા છે તે ખરી વાત કે?

ભરત—હા, પરંતુ તેથી એ વિશેષ પ્રિયવચન તમને હમણાં સંભળાવું છું.

કૈકેયી—ત્યારે કૌસલ્યા અને સુમિત્રાને પણ બોલાવો.

ભરત—ના, તેમને સાંભળવા જેવું નથી.

કૈકેયી—(મનમાં) અરેરે! એવું તે વળી શું હશે? (પ્રકાશ) બોલ ત્યારે?

ભરત—જો સાંભળ.

(અનુષ્ટુપ)

જે સ્વરાજ્ય તજી તારા, નિયોગે વનમાં ગયા;
હરાઈ તેમની ભાર્યા, લે તારા કોડ સૌ ફળ્યા. ૧૩

કૈકેયી—હેં?

ભરત—હેં શું? આ કેમ સહેવાય?

(અનુષ્ટુપ)

ઐક્ષ્વાકુ સત્ત્વશાલીને, મનસ્વીને મળી અરે;
આવી રૂડી વહુવારૂ, સંખાયે શે હરાઇ તે? ૧૪

કૈકેયી—(મનમાં) હવે અત્યારે પેલી બધી વાત કહેવાનો વખત છે. (પ્રકાશ) મહારાજને શાપ થયેલો તે તું જાણે છે ભરત?

ભરત—મહારાજને શાપ થયેલો?

કૈકેયી—હા. (સુમંત્રને) સુમંત્રજી! ભરતને એ વૃત્તાંત વિસ્તારથી કહો.

સુમંત્ર—જેવી આપની મરજી. જુઓ સાંભળો કુમાર! પૂર્વે એકવાર મહારાજ મૃગયાએ ગયા હતા. ત્યાં તળાવમાં ઘડો ભરાતાં થયેલો હાથીના બૃંહિત જેવો શબ્દ સંભળાયો તેથી હાથી પાણી પીતો હશે એમ ધારી મહારાજે શબ્દવેધી+ શરથી એક વૃદ્ધ મહર્ષિની આંખો રૂપ મુનિકુમારને માર્યો.

ભરત—અરેરે!! મુનિકુમાર મરાયો? શાંતં પાપં શાંતં પાપં! વારૂ, પછી શું થયું!

સુમંત્ર—પછી મહારાજે ત્યાં જઇને જોયું, આશ્વાસન આપ્યું, પણ

( અનુષ્ટુપ. )

મુનિએ સત્યવાદીએ, રડતાં કહ્યું એમ કે-
'પુત્રના શોકથી મારા-જેવુંજ વીતજો તને.' ૧૫

ભરત—આનું નામજ કષ્ટ!

કૈકેયી—આ અપરાધનું નિમિત્ત માથે લઈ મહારાજના શાપની પરિસમાપ્તિ માટે મેં રામને વનવાસ મોકલ્યા રાજ્ય લોભથી નહિ. ન ટાળી શકાય એવો મહર્ષિનો એ શાપ પુત્રનો વિયોગ કરાવ્યા વગર રહેત નહિ, માટે આમ કર્યું.

ભરત—પુત્ર વિયોગ રૂપી નિમિત્તજ લેવું હતું તો પછી મને કેમ વનવાસ ન મોકલ્યો?

કૈકેયી—પુત્ર! મોસાળમાં રહેલા એવા તારો તો અમને સ્વાભાવિક વિયોગજ હતો.

ભરત—વારૂ ત્યારે, ચૌદ વર્ષ જેટલી લાંબી મુદત ક્યાંથી નાંખી?

કૈકેયી—'ચૌદ દિવસ' એવું કહેવા જતાં પર્યાકુળ હૃદયને લીધે 'ચૌદ વર્ષ' એમ કહેવાઈ ગયું.

ભરત—ઓહો; શું તમારી પંડિતાઇ માતાજી! વારૂ, બીજાં કોઇ ગુરુજન આ વાત જાણતાં હતાં કે નહિ?

સુમંત્ર—કેમ નહિ કુમાર? વસિષ્ઠ અને વામદેવાદિક સૌ આ વાત જાણતા હતા અને તેમની આમાં અનુમતિ પણ હતી.

---

+ શબ્દવેધી-શબ્દ ઉપરથી નેમ માંડીને નિશાન પાડનાર.

**ભરત**—ઓહો ! હોયજને ? એ તો ત્રૈલોક્ય સાક્ષી જેવા મહાસમર્થ સર્વ વિદિતાર્થ મહર્ષિઓ છે. માતાજી ! આમાં ત્યારે હવે તમારો કંઈ અપરાધ હોય એમ લાગતું નથી. વડીલ બંધુ ઉપરના સ્નેહને લીધે ક્રોધે ભરાયેલા મેં તમને દૂષિત ગણ્યાં હતાં, પરંતુ હવે હું ક્ષમા ચાહું છું. માતાજી ! હુ વંદન કરૂં છું.

**કૈકેયી**—પુત્ર ! ક્ષમા કરવા જેવું શું છે ? એવી તે કયી માતા હોય કે જે પુત્રના અપરાધને ન ઉવેખે ? ( પગે પડેલા તેને બેઠો કરતાં ) લે ઉઠ દીકરા ! આમાં તારો કંઇ પણ અપરાધ નથી.

**ભરત**—અનુગ્રહ થયો માતાજી ! હવે મને આપ રજા આપો, કે જેથી હું આજને આજ આર્યને સહાય કરવા રાજમંડલ યોજવાની તજવીજ કરૂં. હવે તો હું—

( ઉપજાતિ )

ઘેરી બધો મત્ત ગજે કિનારો,
રૂંધી લઈ મારગ આવજાનો;
સમુદ્રનેએ દશવકત્ર જેવી,
પીડા પમાડું દળ ત્યાં ઉતારી.× ૧૬

અરે ! જુઓ કંઈ શબ્દ સંભળાય છે ? જુઓ શું છે ?

**પ્રતીહારી**—( પ્રવેશ કરીને ) કુમાર ! કુમાર ! ચાલો, ચાલો; ઝટ ચાલો. આ વૃત્તાંત સાંભળીને મોટાં માતાજીને મૂર્છા આવી છે.

**કૈકેયી**—હેં ?

**ભરત**—શું મોટાં બાને મૂર્છા આવી છે ?

**કૈકેયી**—ચાલો દીકરા ! આપણે ત્યાં જઇને ઝટ એમને આશ્વાસન આપીએ.

**ભરત**—જેવી માતાજીની આજ્ઞા; ચાલો.

[ સર્વે જાય છે. ]

અંક છઠ્ઠો પૂર્ણ.

---

× મોટા હાથીઓના લશ્કરથી હું લંકાનો કિનારો રોકી આવજાનો માર્ગ બંધ કરી દશ વકત્ર-દશ મુખ-રાવણની પેઠે મોટું જબરૂ લશ્કર ત્યાં જમાવીને સમુદ્રને પણ પીડીશ.

## અંક સાતમો.

( પછી એક તાપસ પ્રવેશ કરે છે. )

તાપસ—નંદિલક! ઓ નંદિલક! કયાં છે?

નંદિલક—( પ્રવેશ કરીને ) કેમ છે આર્ય! આ રહ્યો હું.

તાપસ—નંદિલક! ભગવાન કુલપતિ વિજ્ઞાપના કરે છે કે, ત્રણે લોકને ત્રાસ આપનાર અને સીતાનું હરણ કરનાર રાવણનો નાશ કરીને તથા રાક્ષસથી વિરુદ્ધ આચરણવાળા ને ગુણગણથી વિભૂષિત વિભીષણને લંકાની ગાદી આપીને દેવ દેવર્ષિ અને સિદ્ધચારણ જેવા વિમળ ચરિતવાળાં સીતાજીને લઇ ઋક્ષ, રાક્ષસ ને મુખ્ય મુખ્ય વાનરોથી પરિવૃત શ્રીરામચંદ્રજી જ્યારે આપણે અહિં પધારે છે ત્યારે આપણે પણ આપણા આશ્રમના વૈભવને શોભે તેવી તેમના સત્કારની સામગ્રીઓ તૈયાર કરો.

નંદિલક—આર્ય! અમે સર્વે તૈયાર કર્યું છે; પરંતુ—

તાપસ—શું! શું પૂછવાનું છે બોલોને?

નંદિલક—વિભીષણ સાથે આવેલા રાક્ષસોના ભોજન માટે શી ગોઠવણ કરવી, તેજ માત્ર કુલપતિને પૂછવાનું બાકી છે.

તાપસ—શા માટે?

નંદિલક—એમ કે તેમને માટે કેવી ગોઠવણ કરાવવી?

તાપસ—ના ના, એવું કંઇ કારણ નથી? એ તો સર્વે વિભીષણ જેવાજ સૌમ્ય રાક્ષસો છે.

નંદિલક—ધન્ય છે ત્યારે તો તે સજ્જનોને! ( જાય છે. )

તાપસ—( આમ તેમ જોઇને ) આ પધાર્યા શ્રીરામચંદ્ર તો-

( માલિની )

નરવર જય પામો, શત્રુ બીજા પરે ને,
તમ વશ વળી થાઓ, ભૂમિ સૌ એકછત્રે;
મુદિત મુનિ ગણોએ, સ્તુયમાન્ આણી પેર,
ક્ષિતિતલ* ઉતરે આ, પુષ્પકેથી નરેન્દ્ર. ૪

જયજય મહારાજ! આપનો સર્વત્ર જેજેકાર હો! ( જાય છે. )

મિશ્રવિષ્કંભક.

* ક્ષિતિતલ=જમીન પર.

રામ—( પ્રવેશ કરીને ) અહો !

( માલિની )

અતિશય બળ વીર્યે, મત્ત લંકેશ મારી,
સકળ ગુણ વિશુદ્ધા, જાનકી પાછી આણી;
વચન વળી પિતાનું, પાળી સંપૂર્ણ પાછા,
મુનિજનવનવાસે, આજ આ આવી પ્હોંચ્યા. ૨

તાપસીઓને અભિવંદન કરવાને આશ્રમની અંદર ગયેલાં મૈથિલીને કેમ વાર થઇ વારૂ ? (આમ તેમ જોઇને) ના ના, એ આવે—

( ઉપજાતિ )

વય પ્રમાણે ઋષિ પત્નિયોથી,
'સીતા, વધૂ, જાનકિ, ને સખીરી !'
હેતાળ આવાં વચને વહાતાં,
ધીરે ધીરે મૈથિલી આ પધાર્યાં. ૩

( પછી સીતા અને તાપસી પ્રવેશ કરે છે. )

તાપસી—આ રહ્યાં તે તમારાં કુટુંબીઓ. લો હવે એમની પાસે જાઓ. એ તમોને એકલાં પડેલાં જોવા ઇચ્છતાં નથી.

સીતા—અદ્યાપિ તેઓ મારે માટે આટલાં બધાં આતુર રહે છે, અહો ! કેવું વહાલ ? ( પ્રકાશ ) જયતુ આર્યપુત્ર !

રામ—પધારો મૈથિલિ ! જોયું કે આ આપણું આગલું નિવાસસ્થાન જનસ્થાન. તમે પુત્ર જેવાં ગણી ઉછરેલાં આ વૃક્ષોને હવે ઓળખી શકો ખરાં કે ?

સીતા—વાહ ! કેમ ન ઓળખું આર્યપુત્ર ? તે વખતે જે બે પાંદડીએ હતાં તે હમણાં મોટાં ઘટાટોપ ઝાડ થઈ ગયાં છે.

રામ—એમજ હોય દેવિ ! કાળ નાનાં ને મોટાં કરનારો છે. આ સપ્તપર્ણ લતા નીચે તે દહાડે ધોળાં વસ્ત્ર પહેરીને બેઠેલા કુમારભરતને જોઇને ભડકેલું પેલું હરણનું ટોળું તમને સાંભરે છે ?

સીતા—અહો ! કેવી ગમ્મત ! આર્યપુત્ર ! મને તે બરાબર સાંભરે છે.

રામ—જુઓ મૈથિલિ ! આ આપણા તપનો સાક્ષિભૂત મહાકચ્છ. આ ઠેકાણે બેસીને આપણે તે વખતે પિતાજીનું શ્રાદ્ધ કરવા સંબંધી વિચાર કરતાં હતાં, એટલામાં પેલો કાંચનપાર્શ્વ નામે મૃગ આવ્યો હતો.

સીતા—( માથુ ધુણાવી ) ના ના, આર્યપુત્ર ! એ વાત ન સંભારો.

રામ—મૈથિલિ ! કેમ ગભરાઓ છો ? હવે એ કાળ નથી, જુઓ, ( દિશાઓ તરફ જોઇને ) અહો ! આપણે કયાં છીએ.

( વસંતતિલકા )

ઉડી રહેલ રજ લોધ્ર સમાન ગોરી,
ઘેરાઇ છે દસ દિશા પવનને ધુણાવી;
ઢોલોની ધુંસ થકી મૂચ્છિત શંખનાદ,
આરણ્યને પુર બનાવી રહેલ આજ. ૪

લક્ષ્મણ—( પ્રવેશ કરીને ) જયતુ આર્ય ! સાંભળીએ.

( અનુષ્ટુપ )

ભ્રાતુ વત્સલ ને આપ-દર્શનોત્સુક ઘેલડો;
આ મોટું સૈન્ય માતાઓ, લૈને ભરત આવિયો. ૫

રામ—શું કુમાર ભરત આવ્યો છે ?

લક્ષ્મણ—હાજી.

રામ—મૈથિલિ ! તમારાં શ્વશ્રૂજનને આગળ કરીને આવેલા દિયેરને જોવાને નયનો વિસ્તારો.

સીતા—આર્યપુત્ર ! યોગ્ય સમયેજ દિયેરજી આવી પહોચ્યા, વાહ !

( માતાઓ સાથે ભરત પ્રવેશ કરે છે. )

ભરત—( પ્રવેશ કરતાં )

( વસંતતિલકા )

તે તે વધ્યા વિષમ સૌ વિષયોથી મુક્ત,
મેઘે વિમુક્ત શરદિન્દુ સમાન શુદ્ધ;
ભાભી સહાય ભઇને મળવા હું આજ,
આવ્યો છું તુષ્ટ હૃદયે સ્વજનોની સાથ. ૬

રામ--( માતાઓ પાસે જઇ ) માતાજી ! હું અભિવંદન કરૂં છું.

સર્વે માતાઓ--દીકરા ! ચિરંજીવી રહો. પ્રતિજ્ઞા પરિપૂર્ણ કરી સીતાવહુ સાથે કુશળ ક્ષેમ તમને પાછા આવેલા જોઈ અમને બહુજ આનંદ થાય છે. અમો ઓવારણાં લઇએ છીએ.

રામ--માતાજી ! હું આપના આશીર્વાદો મસ્તકપર ચઢાવું છું.

લક્ષ્મણ--માતાઓ ! હું લક્ષ્મણ આપને અભિવંદન કરૂં છું.

સર્વે--દીકરા ચિરંજીવ.

લક્ષ્મણ--અનુગ્રહ થયો માતાજી !

સીતા--આર્યાઓ ! હું આપને અભિવંદન કરૂં છું.

સર્વે--વહુવર ! ચિર મંગળા હો.

સીતા--હું આપની આશિષ માથે ચઢાવું છું.

ભરત--( રામને ) આર્ય ! હું ભરત આપને વંદન કરૂં છું.

રામ--( એકદમ ઉમળકાભેર ) આવ, આવ વત્સ ઇક્ષ્વાકુકુમાર ! આવ. સ્વસ્તિ ! આયુષ્યમાન ભવ.

( વસંતતિલકા )

છાતી કપાટ પુટ શી હરખે પ્રસારી,
આલિંગ વીર ! કર દીર્ઘ ગળે વિંટાળી;
ઉંચું કરી મુખ શરચ્છશિસુ રૂપાળું,
પાલોવ આ વ્યસન દગ્ધ શરીર મારું. ૭

ભરત--મોટો અનુગ્રહ થયો આર્ય ! (સીતા તરફ વળીને) મોટાંભાભી ! હું ભરત આપને અભિવંદન કરૂં છું.

સીતા--આર્યપુત્રના ચિર સહવાસી થાઓ દિયેરજી !

ભરત—અનુગ્રહ થયો. (લક્ષ્મણ તરફ વળી) આર્ય ! આપને અભિવંદન કરૂં છું.

લક્ષ્મણ—આવ વત્સ ! દીર્ઘાયુ ભવ ! મને હાળીને ભેટ વીરા. (ભેટેછે.)

ભરત—બહુ અનુગ્રહીત થયો. ( રામ તરફ ફરી બહુ વિનયથી ) આર્યે ! હવે મારે માથેથી આ રાજ્ય ભારને ઉતારો.

રામ—કેમ ઉતાવળો થાય છે વીરા ?

કૈકેયી—પુત્ર ! ઘણા કાળથી ધારેલો એજ અમારો મનોરથ છે.

[ શત્રુઘ્ન પ્રવેશ કરે છે. ]

શત્રુઘ્ન—( રામ સામું જોઈ મનમાં )

( અનુષ્ટુપ )

નાના દુઃખે થયા ક્લિષ્ટ, અક્લિષ્ટ ગુણ તેજથી;
જોવા લંકેશ હંતાને, થાય બુદ્ધિ ઉતાવળી. ૮

( પાસે જઈ ) આર્ય ! હું શત્રુઘ્ન આંપને અભિવંદન કરૂં છું.

રામ—આવ વત્સ ! સ્વસ્તિ ! આયુષ્યમાન ભવ.

શત્રુઘ્ન—મોટાંભાભી ! આપને અભિવંદન કરૂં છું.

સીતા—( માથે હાથ મૂકી ) ઘણું જીવો દિયેરજી !

શત્રુઘ્ન—અનુગ્રહ થયો. ( લક્ષ્મણ તરફ વળીને ) આર્ય ! અભિવંદન કરૂં છું.

લક્ષ્મણ—સ્વસ્તિ ! આયુષ્યમાન ભવ.

શત્રુઘ્ન—અનુગ્રહ થયો. ( રામ તરફ વળીને ) આર્ય ! પ્રજાજન સાથે અભિષેક લઈને આવેલા ભગવાન વસિષ્ઠ અને વામદેવ વગેરે ઋષિઓ આપનાં દર્શનની અભિલાષાએ અહિં આવેલા છે અને—

( વસંતતિલકા )

જાતે બધે જઈ અનુગ્રહથી તમારા,
આણેલ તીર્થ ઉદકે મુનિઓ પહેલા;
રાજ્યાભિષેક કરિયા પછિ મેં તમારૂં,
જોવા ચહેછ જળસિક્ત સરોજ÷ જેવું. ૯

÷ જળસિક્ત સરોજ=પાણીએ છાંટેલા કમળ જેવું.

કૈકેયી—દીકરા ! અભિલ્ષિત અભિષેક માટે હવે જાઓ ત્યારે.
રામ—જેવી માતાજીની આજ્ઞા ( જાય છે. )

[ નેપથ્યમાં ]

જય ! જય ! રાજન્ ! જય સ્વામિ ! જય ! ભદ્રમુખ !
જય જય ! રાવણાંતક ! જય !

કૈકેયી—અહો ! ધન્ય છે આજનો દિવસ, કે જે દિવસે પુરોહિતો ને કંચુકીયો વગેરે મારા પુત્રનો વિજય ઘોષ ગજાવે છે !

સુમિત્રા—ધન્ય ઘડી ધન્ય દહાડો કે પ્રજાજનો, પરિચારકો, અને સજ્જનો આજે આપણા પુત્રનો વિજય વધાવે છે !

[ એટલામાં નેપથ્યમાં )

ભો ! ભો ! જનસ્થાનવાસીઓ ! તપસ્વીજનો ! જુઓ સાંભળો-

( વસંતતિલકા )

શૂરાંકરે રવિ હણે જ્યમ અંધકાર,
ટાળી તમૌઘ× ત્યમ શત્રુતણો અપાર;
લાવ્યા પુનઃ જનકજા શુભકારિણી જે,
જે ! હો મહીપર જનપ્રિય રામનો તે. ૧૦

કૈકેયી—( ખુશી થતાં ) અહો ! પુત્રની વિજય ઘોષણા વધાવાય છે.

( પછી કૃતાભિષેક રામ સપરિવાર પ્રવેશ કરે છે. )

રામ—( ઉપકાર અને આનંદથી ભરેલા હૃદયે ગંભીર મુદ્રાએ આકાશ તરફ જોઇ ઉંચા હાથ કરીને )

( વસંતતિલકા )

સ્વર્ગે ખુશાલ વસજો પિતુ ! છોભ છોડી,
ઇચ્છાનુસાર કર્યું છે સઉ મેં તમારી;
હું સર્વ સત્કૃત થયો નૃપ ભાર વાહી,
ધર્મે હવે પ્રકૃતિ રક્ષણ થાવ મારી. ૧૧

ભરત—( અત્યંત પ્રસન્ન થતો )

---

× તમૌઘ=ખૂબ અંધકાર તે.

( માલિની )

નરપતિ કહેલાતા, મસ્તકે છત્ર ધારી,
વિકસિત શિર પેરે, પ્રોક્ષિયા તીર્થવારી;
સુવિહિત સઉ વાતે, લોકથી વંધમાન,
શશિ સમ નિરખંતાં, આર્ય ના તૃપ્તિ થાય. ૧૨

શત્રુઘ્ન—( આનંદથી મલકાતો )

( અનુષ્ટુપ )

આર્યના આ અભિષેકે, કુળનું ટળી કલ્મષ;+
દીપી રેશે ફરી પાછું, જેમ ચંદ્રોદયે જગત્. ૧૩

રામ—વત્સ લક્ષ્મણ ! હું રાજ્યારૂઢ થયો.

લક્ષ્મણ—આર્ય આપનો જયજયકાર થાઓ !

કંચુકીય—( પ્રવેશ કરીને ) જય જય મહારાજાધિરાજ ! લંકાના રાજા વિભીષણ, વાનરરાજ સુગ્રીવ, નીલ, અંગદ, જામ્બવાન અને હનૂમાન પ્રમુખ વાનરગણ સૌ આપનો જય જયકાર થાઓ એવી વિજ્ઞાપના કરાવરાવે છે.

રામ—આર્ય ! એમ કહો કે સહાયકોના પ્રસાદથી મારો જય છે.

કંચુકીય—જેવી મહારાજશ્રીની આજ્ઞા.

કૈકેયી—આવોજ રૂડો અભ્યુદય હવે હું અયોધ્યામાં જોવા ઇચ્છું છું. અહો ધન્ય છે આ પ્રસંગને !

રામ—માતાજી ! આપની ઇચ્છા સફળ થાઓ. ( ઉંચું જોઇને ) અહો ! આ શું ? આ તેજના ભભકારથી આખું તપોવન જાણે સૂર્ય કિરણે છાઈ ગયા જેવું કેમ ભાસે છે ? (વિચાર કરીને) અહો ! જાણ્યું જાણ્યું. આ તો આકાશ માર્ગે રાવણનું પેલું પુષ્પક વિમાન આવ્યું. હાં હાં, વખતસર યાદ કરતાંવાંતજ તે આવી પહોંચ્યું. ચાલો ત્યારે હવે સર્વે જણ એમાં બેસી જાઓ.

( સર્વે જણ વિમાનમાં બેસે છે. )

રામ—( પોતે બેસતાં આનંદથી ) અહો ધન્ય !

---

+ કલ્મષ=લાંછન, પાપ, ડાઘ.

( ઉપજાતી )

પુરી અયોધ્યા પ્રતિ જાઉં આજે,
સંબંધિ મિત્રો લઈ સાથ સર્વે.

**લક્ષ્મણ**—( અયોધ્યાવાસીઓ પ્રત્યે )

જુઓ જુઓ નાગરલોક ! આજ,
ઉદે હુઆ રાઘવ ઋક્ષરાજ.* ૧૪

---

**ભરતવાક્ય**—

( અનુષ્ટુપ )

રામચંદ્ર મળ્યા જેમ, બાંધવો સહુ જાનકી;
તેમ શ્રીયુક્ત રાજા આ, શાસો ભૂમિ અમો તણી. ૧૫

( સર્વે જાય છે. )

મહાકવિ શ્રી ભાસ પ્રણીત પ્રતિમાનાટક સંપૂર્ણ.

---

* ઋક્ષરાજ=ચંદ્ર.